જીવનના ઝંઝાવતોનો અચળતાથી સામનો કરનાર,
રસિક ગ્રામ્ય યુગલની જીવનસ્પર્શીય હૃદયવિદારક ઉત્તમ

કરૂણકથા

# દેશવટો

[દ્વિતીય ખંડ]




: લેખક :

ભારદ્વાજ





: પ્રકાશક :

સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨.



: પ્રકાશક :
શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોલી
સી. શાંતિલાલની કંપની
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.





કિંમત રૂા. અઢી



: મુદ્રક :
રામદાસ ઇ. પટેલ
રજની પ્રિન્ટરી
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ ૨



# પ્ર૦સ્તા૦વ૦ના

હિન્દુસ્તાન ગામડાંઓનો દેશ: ખેતી પર એનો આધાર: ખેડૂતો એની કરોડરજ્જુ. એ ગામડાં, એમાં વસતા ખેડૂતો અને એમની ખેતી—એ તમામની આજે દુર્દશા છે. ખેડૂતો પ્રાયઃ નિર્ધન અને નિરક્ષર હોઇ ગળા સુધી દેવામાં ડૂબેલા હોય છે. શાહુકારો અને સત્તાનો અનર્થ કરતા નોકરોની ભીંસ વચ્ચે ખેડૂતોના કેવા હાલહવાલ થાય છે અને ધર્મને નામે ધતીંગ ચલાવનારા ઊજળા ઠગો તેમની દુર્દશામાં કેવું ઉમેરણ કરે છે એ આ નવલકથાના પાત્રોની મૂંગી વેદનાઓ કહી આપશે.

દેવો અને મોંઘી હિંદના કંગાળ માનવીઓના પ્રતિનિધિઓ છે. એમની વિટંબના તે સારાયે હિંદનો ઘરઘરનો ઇતિહાસ છે.

આપણા ગામડાના ખેડૂતઘરમાં બનતા બનાવો ને પ્રસંગોની સાચી વાર્તા વાંચતા હોઇએ તેવું આ નવલકથા વાંચતાં જણાય છે.

કથાનું હાર્દ ઉકેલવા વાચકોને જ આગ્રહ કરું છું.

ગુર્જર વાચકો અગાઉનાં મારાં પુસ્તકોની જેમ આ નવલકથાને પણ સત્કારે એમ ઇચ્છું છું.

—લેખક.

# અમારાં પ્રકાશનો તથા સોલ એજન્સીનાં પુસ્તકો.

- સુરમા ૩
- વિશ્વયુધ્ધને પગલે પગલે ૨॥
- દેશવટો ૧–૨ ૬
- વિશ્વ સાહિત્યની વાર્તાઓ ૩
- મહારાજ્યોની યુધ્ધશકિત ૨
- હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ ૨॥
- ગોદ ૧॥
- પુરુષાર્થની પ્રતિમાઓ ૧॥।
- સમાજવાદ ૨
- વૈજ્ઞાનિક સમાજવાદ ૨
- મહોબતને માંડવે ૧
- સોવિયેટ ભૂમિમાં ૦॥।
- શોધને અંતે ૨॥
- પારિભાષિક જ્ઞાનકોશ ૩
- આઝાદીની યજ્ઞજ્વાલા ૦॥
- ૧૯૪૩ નાં પગરણ ૦॥=
- પ્રભાતના રંગ ૨।
- શૃંગાર ત્રિવેણી ૧।
- મત્સ્યગંધા ને ગાંગેય ૧॥
- કારાવાસની કહાણી ૧
- રણજીતરામના નિબંધો ૧॥
- દ્રષ્ટાંત શતક ૧)=
- કુલલક્ષ્મી કમલા ૧।
- ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧–૨ ૧૦
- પલટાતી તસ્વીરો ૧
- હિંદ વિશ્વયુધ્ધના વમળમાં ૧॥
- પ્રાયશ્ચિત ૧–૨ ૫
- સંજીવની ૨॥
- મંગળ મૂર્તિ ૨
- જાગતા રે'જો ૧–૨ ૪॥
- અંતરની વ્યથા ૨
- ઝાંઝવાના જળ ૧।
- અખંડ જ્યોત ૨
- ત્રણ પગલાં ૩
- નૂતન કામવિજ્ઞાન ૫
- લગ્નસાધના ૨॥
- લગ્ન એક સમસ્યા ૨
- સંતાન સર્જન પછી ૩
- પરણ્યા પછી ૧-૨-૩ ૬॥
- મધુરજની ૧॥
- પ્રેમો પ્રચાર અને આસનો ૨
- મારા વિના નહિ ચાલે ૧
- બ્રહ્મચર્ય મિમાંસા ૩॥
- પરણ્યાં પહેલાં ૨
- લગ્ન ધર્મ કે કરાર ૧॥
- જાતીય રોગો ૧।
- સ્ત્રીઓનું આરોગ્ય ૧
- હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારો ૧॥
- ઉપવાસ કેમ અને કયારે ૧।
- શરીર રચનાનું રહસ્ય ૧।
- કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું જીવન કવન ૨॥
- હું ને મારી બા ૦॥।
- નેચર કયોર ૨
- સાસુજી ૧॥
- જગન્મોહિની અને નટરાજ ૨॥
- સુહાસિની ૧
- દેવદાસી ૧
- દશમી ૦॥।
- મમતા ૨
- રાજરાણી ૨
- વિકાસ ૩
- વિજેતા ૧॥
- બિન્દુ ૧॥
- ધરિત્રી ૨
- વિશાલાખા ૨
- વિમાતા ૩
- અદ્રશ્ય માનવી ૩
- મસ્તફકીરનો હાસ્યવિલાસ ૩
- મસ્તફકીરના હાસ્યછાંટણા ૩
- જાગીરદાર : વિફરેલી ગાય ૧
- ઇર્ષ્યાની આગ ૧
- ષોડશી ૧
- સંસાર વિપ્લવ ૧
- તૂટેલાં બંધન ૦॥
- અર્ધું અંગ ૦॥।
- રાસચંદ્રિકા ૦॥
- મહિલા ગરબાવળી ૦॥।
- રાસસંગ્રહ ૦॥
- આલબેલ ૧॥
- મુકુલ ૧
- મદનમોહના(શામળભટ્ટ) ૧
- લાલમાટીનો રસ્તો ૨॥
- નારી ૨
- નિરૂપમા ૨
- ગૃહત્યાગ ૨
- મુકતપંખી ૨॥
- કોરી કિતાબ ૧॥
- નિવેદિતા ૧-૨ ૩॥
- ત્રિભેટો ૧॥
- જીવન ચક્ર ૧।
- ભસ્માંગના ૨
- કોણ ગુનેગાર ૧
- ભગવો નેજો ૧
- વિરાટનો ઝબ્બો ૨
- રૂપરાણી ૩
- ક્રાન્તિની ઝાલરી ૩
- નયના ૩
- ગામધણી ૨
- વિશ્વ દર્શન ૫

**સી. શાંતિલાલની કું.** બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

## ૧૯

દેવો બાવા ઉપર સિંહની માફક તૂટી પડયો તે જોઇને એકાએક તો બધા ગભરાઈ ગયા.

'આ જોયું ? જોયું ?'

દેવાના ચૂક્કાથી વાગેલા માર ઉપર હાથ પંપાળતો બાવો ઉભા રહેલાઓની સામે જોઇને તેમની દયા યાચવા લાગ્યો.

બાવાના મોંઢામાંથી લોહી વહેતું હતું, તેના બે દાંત નીકળી પડવાની અણી ઉપર આવી ગયા હતા.

દેવો વીફર્યો હતો. એણે પ્રાણની પરવા છોડી હતી. તેણે મંદિરમાં જોયેલું દ્રશ્ય અત્યારે એની નજર સામે તરવરતું હતું અને તેથી તેની આંખ ફાટી ગઇ હતી.

'બોલ, સાળા બદમાસ.'

દેવાએ સિંહગર્જના કરી. 'ગોદાવરી જેવી ભલી બાઇની

દીન દશાનો લાભ લઇને તેના શિયળ ઉપર હુમલો કરવામાં તું કોને લીધે નિષ્ફળ નિવડયો હતો.

દેવો ફરીથી સાધુ ઉપર ધસ્યો.

ગોદાવરીનો એ સગો દેવાનો એ દેખાવ જોઇને જ ગભરાઈ ગયો.

'અહીં બોલવા જવામાં માલ નથી.' તેણે મનમાં જ ગાંઠ વાળી.

પણ ગામના બીજા માણસોએ તે વખતે વચ્ચે પડવાનું વાજબી માન્યું.

બે ત્રણ તગડા જેવા માણસો બોલી ઊઠયા:

'અલ્યા એ, આવા સાધુની સામે આમ હાથ શાનો ઉપાડે છે?'

અને એમને બોલતાં સાંભળીને ભેગી થયેલી કેટલીક સ્ત્રીઓમાં પણ કાગારોળ થઇ રહી:

'જા મારા ભાઇ, આવા પવીતર બાવા ઉપર તે આમ હાથ ઉપાડાતો હશે?'

'કોણ છે રડયો?'

'બલા જાણે બાઇ, આ ગોદાવરી તો ગામને સુખે રહેવા નહીં દે.'

'એના ધંધા જ એવા છે જો.'

'રડયો બાવાને મારે છે તે હાથમાં કાંટા ઉગશે, કાંટા.'

'આટલા બધા ઉભા છે છતાં કોઇ બોલતું એ નથી, આ શો ગજબ ?'

સ્ત્રીઓના આવા કોલાહલથી બે ત્રણ માણસને પાણી ચડયું.

દેવો મામલો સમજી ગયો.

પાછળ જ એની ડાંગ પડી હતી. તે ત્વરિત ગતિએ પાછો હઠયો, અને કડીયાળી ડાંગને હાથમાં લઇ, સાવધાન થઇ ગયો.

એટલામાં તો તેની ઉપર બે ત્રણ માણસો ધસ્યા.

'એ...જીવતા જવું હોય તો એટલે જ રહેજો. આ એકે ઘાએ પુરા ન કરૂં તો જાણજો કે જણતીએ પથરો વીંઢાળ્યો હતો.'

એમ કહેતાં જ દેવાએ લાકડીને બે હાથ ભરીને તોળી.

અને મરણને સામે આવેલું જોતાં જ તેની સામે ધસેલા શુરવીરોના હાંજા ગગડવા લાગ્યા.

'પારકી પંચાતમાં આપણે જીવનું જોખમ શીદ ખેડવું ?'

એવા વિચારથી તેમનું આગળ ધસવું અટકયું.

દેવાની ચકોર આંખ એ પામી ગઇ. તેણે તે તકનો લાભ લીધો.

'તમે બધા જાણતા નથી. હું આ બાવાના પરાક્રમ હમણાં જ જોઇને આવું છું. આજે જો હું ઓચિંતો મંદિરમાં જઇ ચઢયો ન હોત તો અત્યાર પહેલાં આ બાઇ ભ્રષ્ટ થઇ ચૂકી હોત. તમારા જ ગામને ઝાંપે, તમારા જ દેવના મંદિરમાં,

તમે જેને પવિત્ર માનીને પોષી રહ્યા છો, તે પાપી, તમારા ગામની એક સ્ત્રીને, તમારા દેવની હાજરીમાં જ ભ્રષ્ટ કરત એ શું તમને ગમે છે?—બોલો?'

દેવાએ ધગધગતા અંગારા જેવાં વચનો ગામલોકની સામે ફેંક્યાં.

તે વખતે એની આંખમાંથી નીકળતી રોશનીથી બાવાનું રોમે રોમ સળગી રહ્યું હતું.

તેની સામે કોઇ બોલી શક્યું નહીં. અનેક આંખો તે વખતે બાવા તરફ શંકાશીલ ભાવે ટીંગાઇ રહી.



બાવાને આખું ગામ પવિત્ર માની રહ્યું હતું અને જેને લોકો પવિત્ર માનતા હોય, તે ભગવા કપડાના આચ્છાદન નીચે ગમે તેટલાં ભયંકર અપવિત્ર કામ કરે તો પણ—અને તેનાં એ કુકર્મોની વાત ખુદ ઇશ્વર આવીને કહે તો પણ—અંધશ્રદ્ધાળુ લોકો તે માનવાની ના પાડે છે.

એજ મનોદશા દેવપરાના લોકોની અત્યારે હતી.

એકાદ બે વિપલ કેટલાક માણસને એ અજાણ્યા ભયંકર માણસની વાત ખરી લાગી: પણ બીજીજ પળે તેમના મનમાંથી અંધશ્રદ્ધા ઉપર તરી આવવા લાગી:

'ખોટો છે, કોણ જાણે કે એ કોણ હશે?'

'અને શું બાવાજીને આટલા બધાં વરસોથી આપણે ઓળખાતા નથી ?'

'જો એટલો મોટો સતો છે તો એ એકલી ગોદાવરીના ઘેરજ શું કામ આવ્યો છે ?'

'અને ગોદાવરીબાઇનાં લખ્ખણ જો સારાં હોય તો એનો વરજ શું કામ તગડી મૂકે ?'

બાવો આટલા વખતમાં સંજોગ માપી ગયો. એના દિલમાં પૂરેપૂરી શ્રદ્ધા બેઠી કે આટલા બધાઓની વચ્ચે દેવો એને કશું કરી શકવાનો નથી.

એટલે ગામલોકોની મમતા ખેંચવાના ઉદ્દેશથી શાંત, ગંભીરભાવે તે બોલ્યો.

'જોયું ! જોયું ! હરહરહર ! કેવો ભયંકર આક્ષેપ ? તમે બધાં આ જાનકીદાસને નથી જાણતાં ? કેટલાં બધાં વરસોથી દેવપરાના લોટેશ્વરમાં હું રહું છું ? તેમ છતાં તમારામાંથી કોઇ કદિ જે જાણી કે જોઇ ન શક્યું, તે જાણવાનો દાવો આ માણસ કરે છે. કેવો માણસ છે - ભગવાન એનું ભલું કરો.' અને જાણે પ્રભુની પાસે દેવાને સારૂ દયા પ્રાર્થતો હોય તેવો ભાવ તેણે ધારણ કર્યો.

'ખરું છે, ખરું છે. આ કોઇ હરામખોર છે.'

મુખીએ બાવાજીની વહાર કરી.

'એને મારી પાસેથી પૈસા જોઇતા હતા. બિચારો, સાધુ પાસે પૈસા ક્યાંથી ? ભગવાન એનું ભલું કરે.' બાવાએ યોગ્ય તક સાધીને વધુ તીર ફેંક્યું.

'એજ લુચ્ચો છે. ગોદાવરીની સાથે એને બાવાજીએ જોયો, એ બાવાજીનો ગુન્હો !' ગોદાવરીના સગાએ દાંત કચકચાવીને દૂર ઉભે ઉભે કહ્યું.

'હડહડતું જુઠ્ઠું' ગોદાવરી ચીસ પાડી ઊઠી.

'તારે લીધે જ બાવાજી જેવા બાવાને આવાં દુઃખ ખમવાં પડ્યાં.' એક ઘરડી બાઇએ હાથ લાંબા ટૂંકા કરતાં કહ્યું.

અને તે પછી તો ગોદાવરીની ઉપર ટીકાઓની ઝડીમાર જ શરૂ થઇ.



પણ દેવો તેની વહારે ચઢયો.

'તમે બધા માનવાને તૈયાર નથી એમજને ?—અને તેથી આ નિર્દોષ બાઇ ઉપર તમે નાહકનો આક્ષેપ કરો છો ?' ટોળા સામે જોઇને દેવાએ કહ્યું.

કોઇ બોલ્યું નહીં.

'હું અજાણ્યો છું એ મારો ગુન્હો છે એમ માનતા હો તો ભલે, પણ અજાણ્યાપણું એ મારો બચાવ પણ છે, જો તમે માની શકો તો હું મારી જીંદગીના સોગન ખાઇને કહું છું કે, દેવપરાથી અજાણ્યો રાતવાસો ગામના મંદિરમાં ગયો ત્યાં મેં આ ભામટા જોગટાને......'

'એ, એ, સાચવીને બોલ.' એ ચાર અવાજો ઊઠયા.

'ભલા માણસ મોં સંભાળીને વાત કર.' મુખીએ જરાક ઉતાવળે અવાજે કહ્યું.

'બાવાજીને માટે ગમે તેમ બોલીશ તો મોઢું ભાંગી જશે.' બાવાજીનો એક ભક્ત માથું ધૂણાવી બોલી ઊઠયો.

'તમને આવા પાપીનો બચાવ કરવાનું સૂઝે છે? આ બાવો નથી પણ ઢોંગી છે. સાધુ નથી પણ શયતાન છે...'

'એઈ....'

બાવાનો બચાવ કરનાર બૂમ પાડતો આગળ વધ્યો: 'સાળા, વધારે પડતું બોલે છે કે!'

દેખાતી રીતેજ તે દેવા ઉપર ધસ્યો; અને પછી તો એની વાંસે બે ત્રણ બીજાઓ પણ આગળ આવ્યા.

મામલો બગડયો.

દેવો સમજી ગયો કે તેની સ્થિતિ ગંભીર થઈ પડે તેમ છે.

'પહેલો મારે તે કદી ન હારે, એ વાત ભૂલ્યો તો મુઓ સમજજે.' દેવાએ મનમાંજ વિચાર કર્યો, અને મજબૂત હાથે ડાંગ ઉચકી, દાંત કચકચાવતો ત્રાડ મારતો તે બરાડયો.'

'ખબરદાર આગળ આવ્યા તો!'

પણ આ વખતે આવનારા તેનાથી ગભરાય તેમ નહોતા.

'અલ્યા જોઈ શું રહયા છો?'

આગળ આવનારાએ બૂમ મારતા બાવાજીના હાથમાંથી ધોકો લીધો.

ત્યાં તો 'ધડુમ્' કરતી દેવાની ડાગ એના માથા ઉપર પડી, અને ખબ્બ કરતો તે ઉથલી પડયો.

તેના માથામાં ચીરાડો પડયો અને અંદરથી લોહીની ધારાઓ વહેવા લાગી.

ચારે પાસ ગભરાટ, અકળાટ અને કોલાહલ થઇ રહયો.

બૈરાંઓ અને બીકણ પુરૂષો આમ તેમ દોડાદોડ કરવા લાગ્યાં.

દેવાની આંખ તો ફાટીજ હતી.

વીજળીની માફક ડાંગ ઘુમાવતો તે આગળ ધસ્યો;

જોનારાઓને કલ્પના પણ થાય તે પહેલાં તેની ડાંગ બાવાના જટાવાળા માથા ઉપર અફળાઇ.

'મરી ગયો રે' કરતો બાવો ચીસ નાખતો ગબડી પડયો.

તેટલામાં પાંચ દસ માણસો આગળ ધસી ગયા; દેવાને ઘેરી લેવા.

પણ દેવાની ચપળતા વિજળી જેવી હતી, તે ડાંગ ફેરવતો માંડવીમાંથી નિકળ્યો.

'પકડો, પકડો, મારો, ચોર, ખૂની, પકડો, નાઠો!'

દેવપરાની અંધારી શેરીમાં ચારે તરફથી કોલાહલ થયો. ધુમાધુમથી વાતાવરણ ભયંકર બની ગયું.

કોઇ ફાનસ સળગાવવા દોડયું, કોઇ દીવો લાવ્યું. ચારેકોર દોડાદોડ શરૂ થઈ ગઇ.

'ક્યાં છે, ક્યાં છે? કોણ છે?' નજીક અને દૂરથી એ અવાજો આવવા લાગ્યા.

થોડેક છેટે દેવો લાકડી ઉછાળતો દેખાયો, પરંતુ જ્યારે ગામલોકો દોડાદોડ કરીને થાક્યાં, ત્યારે બધાની નિરાશા વચ્ચે જણાયું કે દેવો ત્યાંથી છટકી ગયો હતો.



## ૨૦

દેવપરામાંથી દેવો છટકયો, તે છટકયો. હાથ ન આવ્યો. પરંતુ તેને માટે હોહા વધી પડી: તેમજ પોલિસખાતામાં તેને માટે લખાપટી થઇ.

એજ અરસામાં પોલિસનાં માણસો ઉપર હુમલો કરીને નાઠેલા દેવાના સંબંધમાં બીજી તરફથી પણ તપાસ ચાલી.

આથી આસપાસનાં પ્રત્યેક સ્થળે પોલિસખાતાને દેવાને પકડવા માટે ચેતવણીઓ આપવામાં આવી હતી.

દેવાને તે વાતની ખબર નહોતી, તો પણ એથી ખળભળાટ થઇ રહેશે, એ નહીં સમજવા જેટલો દેવો મૂર્ખ નહોતો. એટલે દેવપરાથી છટકયા પછી તે ઉલટી જ દિશાએ નજીકના ડુંગરાળ પ્રદેશ તરફ જવાની દાનતથી છટકી ગયો.

દેવાને માટે હવે તો પોલિસ ખાતાની જાળમાંથી સફાઇથી કેમ છટકવું એજ મહત્વનો પ્રશ્ન થઇ પડયો હતો, તેમ છતાં એનાં હૈયામાંથી મોંઘીની મૂર્તિ ખસતી નહોતી,

એક નવજુવાન ખેડૂત, જેની પત્નીને પહેલું સીમંત આવ્યું ત્યારે સામાન્ય વર્ગનાં માણસોને થાય છે તેટલો આનંદ એને થએલો. મોંઘીને બાળક આવશે, અને તે બાળક પુત્ર જ હશે, એ પુત્રને ખેતીવાડીની મજુરી કરતાં કરતાં રમાડીને આનંદ મેળવવાની મહેચ્છાઓ દેવાએ બાંધેલી. કોઇ કોઇ વખત ખેતરમાં કે ઘરમાં દેવો ને મોંઘી એકલાં પડયાં હોય ત્યારે, ભાવી પુત્રને માટે અનેક પ્રકારની અભિલાષાઓનાં શમણાં જોતાં બન્ને જણાંઓએ, દીકરાને મોટો કરીને પરણાવવાની એ કલ્પનાઓ કરી કરીને આનંદ માણેલો. મોંઘીએ સાસુ તરીકે પુત્રવધૂની સાથે કેમ વર્તવું એની કલ્પનાની ઇમારતો ચણેલી, દેવાએ દિકરો મોટો થઇને ખેતીવાડીના કામમાં ભાગ પડાવશે, મોંઘીના માથેથી દીકરીની વહુ આવીને કામનો બોજો હળવો કરાવશે, એવી આશાના દેવાએ પણ કેટલાય મહેલો ચણેલા.

એ બધા મહેલા પાયામાંથી જ કકડભુસ થઇ ગયા; એથીજ દેવાના મર્દ હૃદયને પણ આઘાત થયો હતો. પરંતુ એ આઘાતની સાથે જે જે પ્રસંગો જોડાયા હતા, તેના સ્મરણે તેનું હૈયું ચિરાતું હતું; અને આવી નિરાશાની પરિસ્થિતિમાં તેને માથે જે જે કષ્ટ એક પછી આવી પડતાં હતાં તેમાં તે એકલા ખડકની માફક ખડો રહ્યો હોત, પરંતુ મોંઘીની કલ્પના થતાંજ એના હાંજા ગગડી જતા. જે મોંઘીના સુખ માટે તેણે આટઆટલાં કષ્ટ વેઠયાં, દેવાં વેઠયાં. અર્ધ ભૂખમરો સહન કર્યો તેને અત્યારે દિવાની મુકીને પોતાને આમ જીવ બચાવવા જ્યાં ને ત્યાં નાસતા ફરવું પડે, એથી એના કાળજામાં ચીરા પડતા હતા.

પરંતુ શું કરવું? એ તેને સુઝતું ન હોતું.

'એક વખત જઇને મળી આવું તો?'

દેવાના દિલમાં એ વિચાર થોડીક પળો સુધી પ્રબળ રીતે ઘોળાઇ રહ્યો.

થોડીક ક્ષણો ચાલતાં ચાલતાં તે ઉભો રહયો. 'પણ મોંઘીને મળવા જતાં પોલિસને ખબર પડયા વિના હવે રહે તેમ છે?' બુદ્ધિએ લાગણીની ઉપર પ્રાબલ્ય મેળવીને કહ્યું; અને નિરાશ હૈયે, દેવો જ્યાં જવાય તે તરફ વાયુની સાથે વહેવા લાગ્યો.



મોંઘી પોલિસના કબજામાંથી છૂટી; અને એ કષ્ટના તાપને લીધે એના મગજ ઉપરથી વિચારવાયુનું દબાણ ઓછું થઈ ગયું.

તે ઘેર આવી, પણ દેવો, ધનવાન નહોતો, ખેતીવાડી વેડફાઇ ગઇ હતી, ખાવું શું? એ જ હવે તો તેને માટે મહા પ્રશ્ન હતો.

મોંઘીને માટે એ હીન દશામાં મજુરી કર્યા વિના બીજો કશોજ ઉપાય નહોતો. અને ગામડામાં ખેતર શિવાય મજુરી માટે બીજું સ્થાન નહોતું. નાના ગામડામાં મોંઘીને માટે મજુરી મેળવવાની યે મુશ્કેલી હતી.

આથી બિચારી એક દિવસ આ ખેતરમાં તો બીજે દિવસે બીજા ખેતરમાં, એક વખત આ ગામમાં તો બીજે દિવસે બીજા ગામમાં એમ કામ માટે રખડવા લાગી.

વિવિધ પ્રકૃતિના માણસોની મજુરી કરવી એ પણ ઓછું મુશ્કેલ નથી.

મોંઘી એ બધાં કષ્ટ મુંગે મોઢે સહન કરતી, અને મજુરી કરીને જેમ તેમ પેટનો ખાડો પુરવા મથતી હતી, પરંતુ કુદરત એને પ્રતિકૂળ હતી.

એક બદમાશ જાગીરદારની આંખમાં પાપે પ્રવેશ કર્યો, મોંઘીની ગરીબાઇ પાછળ, કષ્ટથી પીડાવાથી ઝાંખી પડી ગયેલી એની મુદ્રાની પાછળ પણ એની જુવાની ઢંકાઇ શકતી નહોતી. મોંઘી ગોરી નહીં પણ સુડોળ હતી, એના એ સુડોળનું આકર્ષણ પેલા કામી જાગીરદારને થયું, એની જુવાની જોઇને તે દીવાનો બન્યો અને તેને ફસાવવાની તેણે તરકીબ રચી.



મોંઘી ગરીબ છતાં પ્રમાણિક હતી, દુઃખી છતાં પવિત્ર હતી. મજુરી કરીને પૈસો મેળવતાં એને મહા ત્રાસ થતો છતાં તેમાં એને સંતોષ હતો.

એ સંતોષમાં હોળી સળગાવવા પેલો તૈયાર થયો.

પરંતુ પોતાના જેવી જ ગરીબ સ્થિતિની જસમા ઓડણે જેમ ગુજરાતના નાથની સાહ્યબીને લાત મારી હતી તેમ મોંઘીએ પણ એ જાગીરદારની તમામ લાલચોને ઠોકરે ઉડાવી.

પરિણામે તેને મળતી મજુરી બંધ થઇ, એટલું જ નહીં પણ પછી તો જાગીરદારે તેને માટે ખરાબ વાતો ઉડાવવા માંડી,

ગામડાના લોકો સ્વભાવે જ વહેમી હોય છે, તેમાં પણ જેનું કોઇ નથી હોતું તેવા માણસના સંબંધમાં ગમે તે જાતની વાતો કરતાં એમને દયા આવતી નથી.

મોંઘીના સંબંધમાં એ રીતે પેલા દુષ્ટ જાગીરદારે ફેલાવેલી વાતોની અફવાએ જોર પકડયું.

એથી ઠામ ઠામ લોકો તેની તરફ શંકાની નજરે જોવા લાગ્યાં, લોકો જેમ બને તેમ એને એકલી પાડવા લાગ્યાં.

આ દુર્દશામાં મોંઘી માથાં પટકી પટકીને રડતી, દેવાને યાદ કરી કરીને શ્રાવણ ભાદરવો વહેવડાવતી, દેવો કયાં હશે અને શું કરતો હશે તેની એને ભાળ નહોતી, પણ એને જે કારણે ઘર છોડીને નાસવું પડયું તેવા પ્રસંગ ઉભા કરનારને રડતાં રડતાં અનેક શાપ આપતી.

પેલો જાગીરદાર દુષ્ટ હોવા છતાં જગતની નજરે સાચો મનાતો.

અને મોંઘીને પોતાનું ગામ છોડયા વિના છૂટકો જ ન રહ્યો.

એક દિવસ આંસુભીની આંખે ત્રોફાઇ જતા હૃદયે, તેણે ઘર છોડયું, ગામ છોડયું, પોતાના કુટુંબનું સત્યાનાશ કાઢી નાખનારાઓના નામે ગાળોના વર્ષાદ વરસાવતી, તે બિચારી ગાડીમાં બેસીને શહેરમાં મજુરી શોધવા નીકળી પડી.



## ૨૧

મોંઘી મોહનપુરના સ્ટેશને ઉતરી. તે જીંદગીમાં ભાગ્યેજ બે ત્રણ વખત રેલ્વે ગાડીમાં બેઠી હતી, પરંતુ એકલાં તો તેણે આજે પહેલી જ વખત મુસાફરી કરી હતી.

જરૂરીયાતને વખતે મનુષ્યમાં જોઇતી હિંમત આવી જાય છે, એવી હિંમત મોંઘીએ મોહનપુર સુધી આવવામાં બતાવી.

પરંતુ મોહનપુરમાં જવું કયાં? મોહનપુર મોટું શહેર હતું. મોહનપુરમાં પુષ્કળ મીલો હતી, તેમાં મોંઘીના કેટલાક દૂરના સગા કામ કરતા હતા. એની ન્યાતની કેટલીક વિધવાઓ શહેરના લોકોની મહેનત મજુરી કરીને ભરણપોષણ જેટલું મેળવી લેતી હતી.

ઘેરથી નીકળી ત્યારે મોંઘીએ એક જ વિચાર કરેલો. મોહનપુરમાં ગમે તે કામ મળી રહેશે અને પેટ ગુજારો થશે.

દેવાની મૂર્તિ એના હૃદયના સિંહાસન ઉપર જ બેઠેલી હતી. મોંઘી પતિનું સ્મરણ ભૂલી શકતી નહોતી.

•

દેવો મળશે એ આશા ન હોત તો શહેરમાં જવાને બદલે તેણે આત્મહત્યા જ કરી હોત.

મોંઘીના જેવી અનેક સ્ત્રીઓ આ જાતના સંજોગમાં સપડાવાથી આત્મહત્યાને એકલો જ ઉદ્ધારનો માર્ગ ગણે છે. મોહનપુર જવામાં મોઘીનો એ પણ હેતુ હતો કે, વખતે દેવો એ મોટા શહેરમાં કયાંક હોય અને મળી જાય.

પણ સ્ટેશન આવ્યું અને મોંઘી ઉતરી એ વખતે તેની બધી કલ્પનાઓ ઉડી ગઇ.

એક પછી એક ઉતારૂઓ ઉતરી ઉતરીને ચાલવા માંડયા.

મોંઘી સ્ટેશનની બહાર આવી. કયાં એનું ગામડું અને કયાં મોહનપુર ? ગાડી ઘોડાઓની ધમાલ, મોટરો અને મોટરબસોની દોડાદોડ, સેંકડો માણસોની રસ્તા ઉપર આવ જાવ. એ બધું જોઇને મોંઘી ગભરાઇ.

પહેલી જ વખત એને એમ લાગ્યું કે, 'આ બધામાં હું કયાં જઇશ ?' ધીરે ધીરે તે સ્ટેશનનાં પગથીયાં ઉતરી. સ્ટેશનના આંગણામાંજ એક ઝાડ હતું. મોંઘી એ ઝાડ પાસે જઇને ઉભી રહી. એની પાસે થોડાંક કપડાં અને લોટો નાનકડી પોટકીમાં બાંધેલાં હતાં. એજ માત્ર એનું સાધન હતું.

મોંઘી ગભરાયલી આમ તેમ જોતી હતી. ચારે તરફ જતા લાંબા પહોળા રાજમાર્ગોમાં કયે રસ્તે જવું તેની એને સમજ પડતી નહોતી. નિરાશ હૃદયે તે જોતી હતી પણ એની ગૂંચવણનો અંત આવતો નહોતો. એની આંખે અંધારાં આવી ગયાં.

પગ નીચેની પૃથ્વી ફેર-ફુદડી ફરવા લાગી. તે બેશી ગઇ–બેઠી ન હોત તો પડી ગઇ હોત. બેઠાં બેઠાં તેણે અંતરનો ભાર હળવો કરવા માંડયો. ધ્રુસકે ધ્રુસ્કે તે રડવા લાગી.



'બ્હેન, તું કેમ રડે છે?'

મોંઘીને કાને કોઇકનો અવાજ સંભળાયો.

અવાજમાં માડીના સુરની મિઠાશ હતી, બાળકના અવાજ જેવો તે કોમળ હતો.

ધગધગતા રણમાં લીલીકુંજાર વાડી જણાય તેવું એ અવાજમાં મોંઘીને આશ્વાસન જણાયું. આપત્તિમાં આશ્વાસન આપનાર સ્વજન કરતાંયે વધુ વહાલું લાગે છે. રડતાં રડતાં મોંઘીએ શ્રદ્ધાભરી આંખે બોલનારની સામે જોયું.

તેની બાજુમાં એક વૃદ્ધ બાઇ બેઠી હતી. દેખાવ ઉપરથી સામાન્ય સ્થિતિની એ બાઇ હતી. એની આંખોમાં દયા હતી. એના મુખમંડળ ઉપર સમભાવની છાયા હતી, એના મોંઢામાંથી સાકર કરતાં યે વધુ મીઠા–મમતાભર્યાં શબ્દો નીકળતા હતા.

'મારા નસીબના દોષ, મા.'

મોંઘીએ રડતાં રડતાં ડોશીની સામે જોઇને કહ્યું.

ડોશી તેની વધુ નજીક આવી મોંઘીના ખભા ઉપર મમતાથી હાથ ફેરવવા લાગી: 'બેટા! એવું તે તને શું દુ:ખ છે?'

ગામડાની ભલી-ભોળી સાદી સ્ત્રીઓની માફક મોંઘીએ ટૂંકામાં ડોશીમાને પોતાની વીતકવાર્તા કહી સંભળાવી. દેવો એકાએક ગુમ થયો તે વાત એણે કરી, પણ એની ઉપર પોલીસે મૂકેલા તહોમતની વાત ન કરી. તેણે કહ્યું: 'કોણ જાણે એ ક્યાં ગયા એની ખબર નથી.'

અને વળી તે રડી પડી.

'દિકરી, ગરીબનો બેલી માણસ નથી તો ભગવાન તો છેને? મારો રામ તારો બેલી થશે. બહેન! ગભરાઇશ નહીં. હું તને મદદ કરીશ.' ડોશીએ તેને આશ્વાસન આપ્યું.

મોંઘીને એથી કંઇક નિરાંત વળી, તેણે પોતાની ગરીબ હાલતની વાત કરી. પોતાના ગામડામાં મજુરી કરતાં એને માથે કેવાં કષ્ટ અને નિંદાની પસ્તાળ પડી તે કહયું. પેલા ગોઝારા જમીનદારના હાથમાંથી બચવા એણે કેવા પ્રયાસ કર્યાં અને છતાં લોકોએ તેને મદદ કરવાને બદલે ટીકાઓથી કેવી ગુંગળાવી નાખી તે પણ કહ્યું.

તે સાંભળી ડોશી રડી પડી. 'બહેન! જગત વિચિત્ર છે. ગરીબનું બેલી આ દુનિયામાં કોઈ નથી. પણ ભગવાન સહુનો બેલી છે. બેટા! તે માણસને ભૂખ્યાં ઉઠાડે છે પણ ભૂખ્યાં સુવાડતો નથી. તું હવે કશીજ ચિંતા કરીશ નહીં.'

'માડી, મને મારા સગાને ઘેર પહોંચાડશો?' મોંઘીએ આતુરભાવે પૂછ્યું.

'શું કામ ન પહોંચાડું બેટા! મારૂં તો એ કામજ છે. હું તારા જેવી ભૂલી ભટકતી–દુઃખી બહેનોને મદદ કરવા-

માં જ જીવન ગાળું છું.' ડોશીએ મોંઘી ઉપર ખૂબજ મમતા બતાવી તેને હૈયા સાથે દાબતાં દાબતાં કહ્યું:

'બેટા ! ભગવાને મને પાંચ પૈસા આપ્યા છે, એટલે મારી દુઃખી બ્હેનોને મદદ કરવામાં જ એ પૈસો હું ખર્ચું છું. ભગવાને પૈસો આપ્યો છે પણ કોઇ ખાનારૂં નથી આપ્યું ! દુનિયામાં જેને ખાવા પીવા નથી, તેને ઘેર ન જોઇતાં પાંચ પાંચ છોકરાં હોય છે, ભગવાનને ઘેર મારે માટે બશેર માટીની ખોટ પડી !' ડોશી એટલું બોલતાં બોલતાં ફરીથી રડી પડયાં, 'પણ કંઇ નહીં, ભગવાને પૈસો આપ્યો છે, તો તેનો સદુપયોગ કરવો જોઇએ. માટે બ્હેન, તું ભગવાનને ખોળે છે.'

'મા, મને મારા સગાને ઘેર પહોંચતી કરો તોયે બહુ છે.'

'તારી જેવી ઇચ્છા, બ્હેન હમણાં તો તું ચાલ મારે ઘેર, ત્યાં નાહી, ધોઇ જમીને જરા આરામ લેજે; તે પછી હું મારા માણસને તારી સાથે મોકલીશ, તે તને તું કહીશ ત્યાં પહોંચાડી આવશે,'

મોંઘીને એ આશ્વાસનથી સંતોષ થયો.

'ભગવાન તમારૂં ભલું કરશે. માડી ! મારી જેવીની ઉપર કરેલા ઉપકારનો બદલો હું તો વાળી શકું એમ નથી, પણ ભગવાન એનો બદલો તમને આપશે. માડી, તમે મને મળ્યાં ન હોત તો હું અહીં જ રડી રડીને મરી જાત.' મોંઘીએ માજીનો આભાર માન્યો.

'બેટા ! કીડીને કણ અને હાથીને મણ આપનારો નાથ સહુની વહાર કરનારો છે. હું તે શું છું ? મારો વ્હાલો એ તો

દીનાનાથ છે. પથ્થરમાં રહેતા જીવનું પણ જો એ રક્ષણ કરે છે તો આપણે તો માણસ છીએ.'

અને પછી ડોશીમાએ ભાડાની ગાડી બોલાવી મોંઘીને સંભાળપૂર્વક બેસાડી, પોતે ગાડીમાં બેસતાં બેસતાં ગાડીવાળાને કહ્યું:

'રંગપુર દરવાજે લે.'



# ૨૨

સ્ટેશનથી ઘોડાગાડી રંગપુર દરવાજાને રસ્તે ચાલી ત્યારે મોંઘી મનમાં ને મનમાં ઈશ્વરનો આભાર માનવા લાગી.

'આખરે ભગવાને લાજ રાખી. પ્રભુ દીનનો દયાળ છે. ખરેખર દુનિયામાં જેનું કોઈ નથી તેનો ભગવાન છે.'

તેને ડોશીમા તરફ પણ મમતા ઉત્પન્ન થઈ. "કેવાં બિચારાં ભલાં ડોશીમા છે ? કશીયે ઓળખાણ પિછાણ નહીં છતાં મારી ઉપર કેટલી બધી દયા બતાવે છે ? આવા ભલા જીવને ભગવાને પૈસા આપ્યા અને એકાદ બાળક ન આપ્યું તે સારું તો નજ કહેવાય. પણ એ તો ભકતની કસોટી કરે છે.'

આવી વિચારમાળા મોંઘીના મનમાં ચાલતી હતી. અને દોડતી ગાડીની પડદાવાળી બારીઓમાંથી તે મોહનપુરની શોભા જોતી જતી હતી.

શહેરના મોટા મોટા રસ્તાઓ, ઉંચી ઉંચી હવેલીઓ, ગાડી ઘોડા અને મોટરોની દોડા દોડ, માનવ મેદનીઓથી ખડકેલી

દુકાનો, ચંચળ અને સફાઈદાર લોકો એ બધું જોઈને મોંઘી કંઈક મુંઝાતી, કંઈક ખુશ થતી.

'આ માજી મળ્યાં ન હોત તો આવી ભીડમાં હું ક્યાં જાત, મારો પત્તો ક્યાંથી ખાત?'

આમ થોડીવાર ડોશીએ મોંઘીને વિચાર કરતી રાખી અને પછી તેણે કહ્યું:

'જોયું બેટા! મોહનપુર કંઈ નાનું સુનું ગામડું નથી. આવડાં મોટાં શહેરમાં તું ક્યાં આથડત?'

'હું એજ વિચાર કરૂં છું માજી.'

'અને શહેરનાં લોકો કંઈ તમારા ગામડાનાં માણસો જેવાં સાદાં ભોળાં હોતાં નથી. અહીં તો કેટલાય લુચ્ચા લોકો ફરતા હોય તે એકલદોકલ સ્ત્રીને જુએ તો ફસાવીને કંઈ ને કંઈ એવા તો લઈ જાય કે ફરીથી તેનો તો પત્તો પણ ન ખાય."

'હાય, હાય, મા?'

મોંઘી ધ્રુજી ઊઠી.

'સારું થયું તે તમે મને મળ્યાં. નહીં તો મારૂં શું થાત?'

તેણે ડોશીનો ફરીથી આભાર માનતાં કહ્યું.

'દીકરી! એમાં માણસ શું કરી શકે છે? બધું પ્રભુની મરજી હોય તેમ થાય છે. આપણે તો ભગવાનનાં રમકડાં તે જેમ દોરી તાણે તેમ આપણે ચાલીએ.'

'ખરું છે માજી.'

'હું તો બ્હેન હંમેશાં ભગવાન ઉપર જ આધાર રાખીને જીવું છું. મારો વ્હાલો એ ધરણીધર અજબ છે. બ્હેન તેં તો

કથાઓ સાંભળી નહી હોય?'

ડોશીએ વાત ફેરવીને પૂછ્યું.

'ના માજી, અમગરીબ માણસોને કથાઓ સાંભળવાનો વખત કયાંથી મળે! ગામડામાં એક તો કથા વાર્તા ઓછી હોય અને આવે તોયે ઘરડાં માણસો જુવાન બાયડીઓને કથા સાંભળવા જવા ન દે. એ તો ઘરડાંનું કામ કહીને અમને ઘેર જ રાખે. તો પણ સત્યનારાયણની કથાઓ સાંભળી છે.

'એ તો ઠીક, પણ ભગવાનની કથાઓ સાંભળવા જેવી હોય છે. તારી ઇચ્છા હશે તો હું તને કથા સાંભળવા લઇ જઇશ. મારા વહાલે એણે તો ગોકુળ ગામની ગોપીઓને ઘેલી ને ગાંડી કરી નાખેલી. ઘેર ઘેરથી મહી ને માખણ ચોરી આવે, ગાયો ચારવા જતાં જતાં મહીડાં વલોવતી ગોપિકાઓને સતાવે ગોકુળ મથુરાંની વાટે જતી મહીઆરીઓનાં દાણ માગે ને એમને પજવે. આખો દહાડો મીઠી મુરલી વગાડી ગોપીઓનાં હૈયાં વીંધે; અને ગાંડી બનેલી ગોપીઓ પણ ઘેર ઘેરથી નીકળીને એની વાંસે ફરે. મારી વહાલી ગોપીઓ પણ ન્યાત-જાતની, ગામ લોકોની, કુટુંબકબીલાની, સાસુસસરાની કે પરણ્યા પુરૂષની એ લાજ ભૂલીને એનીજ વાંસે ઘેલી ને ગાંડી થઇને ફરે. અને શરદની અજવાળી રાતોમાં મારો વહાલો ગંગાજુમનાને કાંઠે રાસ રચે ને બધીએ ગોપીઓને રમાડે. ભગવાનને શું? એ તો સહુનો ઉદ્ધાર કરવા આવેલા. ગોપિકાઓ એની વાંસે ગાંડી બને, એ પણ મહીની મટુકી-ઓ ફોડી ફોડી ગોપિકાઓને ગોરસથી ભીંજવી નાખે, દુનિયાના લોકોને એમાં પાપ દેખાય, પણ બહેન ભગવાન-

ને ઘેર એમાં ઓછું જ પાપ હોય છે? મીરાંની ને રાધાની કથાઓમાં આવું આવું બહુ બહુ આવે છે. તારી ઇચ્છા હશે તો હું તને એવી એવી કથાઓ સાંભળવા લઇ જઇશ. જોઇએ તો તું મારી સાથે રહીશ તોયે મારે કશો વાંધો નથી. મારે તો દિકરીએ નથી તે જાણીશ કે, ભગવાને મને દિકરી દીધી.'

ડોશીમાએ ખૂબ પ્રેમથી મોંઘીને આગ્રહ કર્યો.

બિચારી મોંઘી ડોશીમાની વાતો સાંભળીને અડધી અડધી થઇ જતી હતી. એને પણ ભગવાનની આવી આવી કથાઓ સાંભળવાનું મન થવા લાગ્યું. એની આંખ આગળ ગોપીઓ અને કૃષ્ણની લીલાનાં ચિત્રો તરવરવાં લાગ્યાં. તેણે કહ્યું. 'મારે તો પેટની ખાતર મજુરી જ કરવી છેને, તમે જેમ કહેશો તેમ કરવા હું તો તૈયાર છું.'

'હું શું કહેવાની હતી દીકરા! ભગવાન જેવી પ્રેરણા કરશે તે પ્રમાણે કરીશ.'

એટલામાં, રંગપુર દરવાજે આવવાથી ડોશીએ ગાડીવાળાને અમુક ખાંચામાં ગાડી વાળવાની આજ્ઞા કરી.



ડોશીનું નામ હતું નંદુ. મોહનપુરમાં નંદુ નામ ઘણું જાણીતું હતું. તેમાં પણ રંગપુર લતામાં તો નંદુ ડોશીને ન ઓળખે તેવું બાળક પણ શોધી કહાડવું મુશ્કેલ હતું.

નંદુ ડોશી ભકતાણી ગણાતી, ભાવીક ભકતાણી ગણાતી. એને ત્યાં પણ ભકતોનો અખાડો જામતો અને તેથી મોહનપુરમાં તેનું મકાન સામાન્ય રીતે નંદુના અખાડાના નામથી જાણીતું હતું.

મોંઘીની એ મકાનમાં સારી આગતાસ્વાગતા થઇ.

પોતાના કોઈ સગા સંબંધીના ઘેર પણ મોંઘીની એવી મહેમાની થઇ નહી હોય.

આવાં માજીનો સમાગમ સ્ટેશન ઉપર જ કરાવી આપવા માટે તે ફરી ફરીને પ્રભુનો આભાર માનતી હતી; અને દુ:ખથી ઘેરાયલા વાતાવરણમાં પણ આટલું આશાનું કિરણ દેખાયું તે માટે સંતોષ માનતી હતી.

આમ છતાં મોંઘી દેવાને વીસરી શકી નહોતી. આપત્તિ વખતે તેને દેવો જેટલો યાદ આવતો હતો તે કરતાં વિશેષ તો અત્યારના સુખમાં તેને દેવાનું સ્મરણ થતું હતું.

'એમને ખબર હશે કે હું અહીં આવી છું, અને આવીને આમ સુખી થઇ છું. તે જો એ જાણી શકે તો એમને કેટલો સંતોષ થાય ?'

આવી તે દિવસે જ તેને સ્નાન કરવાના ખંડમાં મૂકેલાં નવાં વસ્ત્ર પહેરવાનો ડોશીમાએ આગ્રહ કર્યો હતો અને ત્યારથી એના કાન અને નાકમાંથી ગામડાંનાં લાકડાનાં અને હલકા સોનાનાં જે ઘરેણાં હતાં તે ડોશીએ કઢાવી નાખ્યાં હતાં. જમવાની આટલી સગવડ તો અહીં એણે જીંદગીમાં પહેલી જ વખત જોઇ હતી.

પૌષ્ટિક ખોરાક, કશુંએ કામ નહિં અને અને કામની ચિંતા યે નહિ, જમી પરવારી શાંતિથી સુવું અને સવાર સાંજ ગાડીમાં બેશીને કેટલાંક મંદિરોમાં દર્શન કરવા જવું, સાંઝના મંદિરમાં ચાલતી કથાઓ સાંભળવી અને રાત્રે તેમજ કવચિત સવારે નંદુ ડોશીના મકાનમાં એકઠી થતી ભકતમંડળીમાં

બેસવું, શ્રી કૃષ્ણકથામૃતનું પાન કરવું, ગોપિકાઓ સાથે શ્રી કૃષ્ણ ભગવાને કરેલી લીલાઓનાં રસીક ગીતો સાંભળવાં અને તેમાં રસ લેતા થવા પ્રયત્ન કરવો એજ રીતે નંદુને ત્યાં મોંઘીનું શરૂઆતમાં જીવન વ્યતીત થતું હતું.

નંદુ ડોશીએ મોંઘીને આગ્રહ કરીને પોતાને ત્યાં રોકી પછીથી એને જવું હોય ત્યાં પહોંચતી કરવા જણાવ્યું.

પરંતુ તે દરમિયાન ડોશીએ તેને આગ્રહપૂર્વક પોતાંને ત્યાં રહી, પ્રભુભક્તિમાં જીવન વ્યતીત કરવાનો ઉપદેશ ચાલુ રાખ્યો જ હતો: આથી મોંઘી પોતાની ઉપર આટલા બધા ઉપકાર કરનાર ડોશીને ના પાડી ન શકી તેથી, અને અહીં રહેવામાં તેને ખાસ વાંધા જેવું કશું નહીં લાગવાથી તેણે નંદુના ભકતમંડળના અખાડામાં જ રહેવાનો ઠરાવ કર્યો.

મોંઘીના એ નિશ્ચયથી નંદુ ડોશી ઘણાં જ ખુશ થયાં. તેને ધીમે ધીમે પોતાની ધર્મની પુત્રી તરીકે સ્વીકારવાની એને આશા આપી; અને પ્રભુ તારૂં કલ્યાણ કરશે એવો આશીર્વાદ આપવા સાથે, મોંઘીના કરમની કઠણાઈની કરૂણ કથા સાંભળી, કોઈપણ રીતે દેવાને શોધી કાઢવામાં મદદ કરવાની પણ એને ખાત્રી આપી.

મોંઘીને નંદુ ડોશીને ત્યાં રાખવામાં ડોશીમાની એ ખાત્રી સહુ કરતાં વધુ અસરકારક નીવડી. પતિભક્ત મોંઘી દેવાને શોધી કાઢવા માટે પોતાના પ્રાણ ખર્ચવા પડે તો તે માટે પણ તૈયાર હતી, તો આ તો કુદરતે જ આપેલી તક હતી, એટલે તેણે નંદુના અખાડામાં કાયમનો નિવાસ કરવાનો નિશ્ચય કર્યો.



## ૨૩

રાત્રિના દશ વાગ્યા અને નંદુના અખાડાનું ભકત મંડળ ધીરે ધીરે વીખેરવા લાગ્યું. હજુ બે ચાર માણુસો બેઠાં હતાં. શ્રીકૃષ્ણ ગોકુળ છોડીને મથુરાં ગયા. તે વખતે ગોકુળની ગોવાલણો કેટલી બધી રસઘેલી બની હતી તેની રસિક ચર્ચા હજી ચાલતી હતી:

'પ્રેમની પ્રેમની રે
મુને લાગી કટારી પ્રેમની'

એ મીરાંબાઇનું ભજન તે રાતે ગવાયું હતું. તેની નંદુ મીમાંસા કરતી હતી.

'મીરાં બાઇને એમનાં માતપિતાએ રાણા સાથે લગ્નથી પરણાવ્યાં, પરંતુ મીરાં એ લગ્નસંબંધને ગણકારતાં નહોતાં.'

'એમાં કંઇ પાપ નહીં ?'

એક જીજ્ઞાસુ ભકતે શંકા બતાવી.

આધેડ વયના એક વખણાયલા ભકતરાજે કહ્યું.

'એમાં પાપ શું ? પાપ અને પુણ્યની માન્યતાઓ માણસ જાતે ઉભી કરેલી છે.

'પણ સતીઓનો ધર્મ તો પોતાને લગ્નમાં મળેલા પતિની તન–મનથી સેવા કરી, પોતાનું સર્વસ્વ તેને સમર્પણ કરવું એજ મનાય છે ને ?'

'એ તો દુનિયાના લોકોની નજરે, પ્રેમીજનોની વ્યાખ્યાને દુનિયાના લોકોએ પોતાની સાંકડી દ્રષ્ટિએ બાંધેલી વ્યાખ્યાઓ કશી જ અસર કરી શકતી નથી.' પેલા મશહુર ભકતરાજે જ કહ્યું.

'પણ ભગતજી.' બીજી એક ભકતાણીએ શંકા બતાવી. 'સ્ત્રી પરણે એટલે એને પોતાને કશી જ સ્વતંત્રતા રહેતી નથી. પતિની અંદર જ એ ઓતપ્રોત થઇ જાય છે. અને તેથી પતિ કહે તેમ કરવું, એજ સ્ત્રીનો ધર્મ મનાય છે, એવું આચાર્યજીને ત્યાં એક કથામાં સાંભળ્યું હતું, તે શું ખોટું ?'

'ખોટું નહીં પણ ખરું અને ખોટું એ પણ ખરું !' ભગતજીએ કહ્યું. 'એટલે ?' નંદુએ પુછ્યું.

'તમે તો ભગતજી હંમેશાં એવું બોલો છો કે સામાન્ય બુદ્ધિના માનવીથી સમજી ન શકાય.' નંદુએ એટલું કહેતાં કહેતાં પોતાના ઘરડા મોઢા ઉપર હાસ્યને રમાડી લીધું.

એ હાસ્યમાં હરામખોરી હતી, તેવું નંદુની ઘરડી આંખો-માં રમતી ચંચલતા કહી આપતી હતી.

પરંતુ એ ચંચલતા પારખવાની શક્તિ ઘણા ઓછા-ઓમાં હતી.

પણ ભગતરાજ નંદુને બરાબર ઓળખતા હતા.

તેમણે કહ્યું: 'નંદુ બાઇ; ધર્મની વાતો હમેશાં એવીજ ગૂઢ હોય છે. ગુરૂ વિના તેની કોઇને ગમ પડતી નથી. ધર્મની તો એ ખાસ ખૂબી છે.'

'પણ ત્યારે અમારે સમજવું શું!' મૂળ શંકા કરનારે ફરીથી પૂછયું.

મોંઘી આ બધી વાતો સમજી શકતી નહોતી. પરંતુ નંદુબાઇને ત્યાં આવે દશેક દિવસ થયેલા, એટલે તે એટલું તો સમજતી થઇ હતી કે, ભગવાનની લીલાની વાતો નંદુના ત્યાં થતી હતી.

અવકાશના સમયમાં નંદુ તેને પ્રભુની લીલાઓની કથાઓ સમજાવતી, એટલે ગોપીઓ અને તેમની ક્રીડાઓની વાતોથી તે અજાણી રહી શકી નહોતી.

'એવું છે?' ભગતરાજે શંકાશીલ ભકતાણીની શંકાનું સમાધાન કરવા માંડયું, 'તમે જે કહો છો તે ખરૂં છે. પરંતુ એ બધું સામાન્ય સ્ત્રીઓને માટે ખરૂં છે. પ્રેમળ હૃદયની સ્ત્રીઓને માટે નહીં. આપણે થોડાજ વખત પહેલાં મીરાંનું ભજન ગાયું, તેમાં તેમણે કહ્યું છે.

'પ્રેમની, પ્રેમની, પ્રેમનીરે,
મુને લાગી કટારી પ્રેમની'

એ તદન ખરૂં છે. એમને પોતાના પતિ તરફ પ્રેમ નહોતો, તેમને તો બીજીજ વ્યક્તિના પ્રેમની કટારી વાગી

હતી, અને તે દશામાં તે પોતાના પતિને પ્રેમ અર્પણ કરવા બંધાયલાં નહોતાં.'

'પણ શું તેમ કરવું એ પાપ નથી?'

શંકાશીલ હૃદયને શાંતિ હજી થઇ નહોતી તેના મનનું સમાધાન થતું નહોતું.

'એ પાપ પુણ્યની વ્યાખ્યાઓ સમજવાને યોગ્ય હજી તમારૂં હૃદય થયું લાગતું નથી; તેથીજ તમને આ જાતની શંકાકુશંકાઓ થયાં કરે છે. જેમનું દિલ ભકિતથી તરબોળ થયું હોય, તેને એવી પાપપુણ્યની વાતો ડરાવતી નથી.'

'ગોકુળની મહીયારીઓ એ વાત બરાબર સમજી ગઇ હતી, કેમ ખરૂં કે નહીં ભગતરાજ?'

'હા. અને તેથી તો તેમણે લોકડિયાંની લાજ છોડી દીધી હતી, ને શીખ દેતાં સાસુજીઓની સામે થઇને પણ નંદના છૈયાની વાંસે તે ગામ પરગામ રખડતી, જશોદાજીના લાલને માટે તે પતિની કે રડતાં છોરૂંનીએ દરકાર કરતી નહીં. પ્રેમ એજ પ્રભુ છે. જેણે પ્રેમને જાણ્યો તેણે પ્રભુને જાણ્યા અને જેણે પ્રેમ જીત્યો, તેણે પ્રભુ જીત્યા.' ભગતરાજે હસતાં હસતાં કહ્યું.

'ધીરજ ધરશો તો તે પણ આપોઆપ સમજાશે.'

ચર્ચા દરમ્યાન નંદુનો માણસ કોફી કરી લાવ્યો અને નંદુએ સહુને આગ્રહ કરી કરીને કોફીના પ્યાલા આપ્યા.

તે પછી પણ થોડોક વધુ વખત ચર્ચા ચાલી. અને બાકીનું ભક્ત મંડળ વીખરાયું.

ભક્તરાજ ગયા નહીં, પણ જવાનો દેખાવ કરીને ત્યાંથી નીકળ્યા, અને બીજા જ એક ખંડમાં જઇને બેઠા.

મોંઘી ઉઠી પોતાને સોંપવામાં આપેલા ઓરડામાં ગઇ.

પણ ત્યાં જતાં જતાં એનું માથું ફરવા લાગ્યું. ઘમ્મર ઘમ્મર કશીક ઘુમરી ફરતી હોય તેમ એના મગજમાં થવા માંડ્યું. એની આંખો મિંચાવા લાગી; કોઇક જાતનું ઘેરણ ચડ્યું હોય તેવું એને લાગ્યું; એને શાથી એમ થતું હતું તેની તેને કંઇ ગમ પડી નહીં. પણ ચકરી આવવાથી તે બેહોશ થઇને એની પથારીમાંજ પડી ગઈ.

પડી તે વખતે જ મોંઘી ભાન ભૂલી ગઇ.

એ જ વખતે ભગતજી જે ખંડમાં બેઠા હતા, તે ખંડમાં નંદુ અને ભગત ખાનગી મસલત ચલાવી રહયાં હતાં.



નંદુ બિલાડીના જેટલી સાવધાનતાથી મોઘીના ખંડમાં ગઇ. મોંઘી ત્યાં બેભાન પડી હતી.

તે પુરેપુરી બેભાન છે કે નહીં, તેની નંદુએ ફરી ફરીને ખાત્રી કરી, અને આવી હતી તેવે જ પગલે તે પછી ભગતજીવાળા ઓરડામાં ગઇ.

બહારથી ઘુવડના જેવો દેખાતો, ભગતજીના નામે ઓળખાતો માણસ ધનવાન હતો; એને ઘેર ત્રીજા વખતની નવી, બે પુત્ર એક વિધવા પુત્રી અને પુત્રનો પુત્ર એટલો પરિવાર હતો.

પરંતુ એની કામવૃત્તિ રાક્ષસની ભુખની માફક નિરંતર વણસંતોષાયલી રહેતી. ભિખારીના સ્વભાવ પ્રમાણે એને જુદે જુદે ઠેકાણે દ્રષ્ટિ દોડાવ્યા વિના સંતોષ થતો જ નહીં, નંદુ તેની સાગરિત હતી. ભક્તાણીના સાયા નીચે તે એજ ધંધા કરતી.

એ ભગતનું નામ હતું રતિલાલ. ભક્ત મંડળમાં એમને સહુ રતુભક્તને નામે પિછાનતા.

'રતુ ભગત એટલે સફેદ બગલો' એમ પોતાનાં ગુપ્ત માણસો આગળ નંદુ કોઈ કોઇ વખત કહેતી. પરંતુ બહારથી એની નામના વધારતી, અને તે રીતે પોતાનો સ્વાર્થ સાધતી.

ભક્તિભાવવાળાં ધાર્મિકવૃત્તિનાં મોહનપુરવાસીઓમાં પણ રતુભગત તરફ ઘણા લોકો માનની નજરે જોતા.

ભકિતના ઝભ્ભા નીચે તે અંધશ્રધ્ધાળુ દુનિયાને છેતરતો હતો, તેટલા ઉપરથી પોતાના સિવાય રતુ આખા જગતને અક્કલ વિનાનું માનતો. અને ધર્મને નામે ઠગાતા લોકો ઉપરથી તે સારાયે વિશ્વનું માપ માંડતો.

રતિલાલ નંદુની પાછળ પાછળ પોચે પગલે મોંઘીવાળા ખંડમાં આવ્યો ત્યારે મોંઘી ઘસઘસાટ ઉંઘમાં પડી હતી.

'ત્યારે હવે હું તમારી રજા...'

'ના, ના તમે...'

'તમે આ ખંડના તો ભોમીયાજ છોને ? અહીં તમારે જોઇતી તમામ વ્યવસ્થા......'

'હા, હા, નંદુબાઇ, મને બધી વાતની ખબર છે. તમારી

વ્યવસ્થાનોય તમારી ચાલાકીની જેમ પાર જ નથી.'

નંદુ ત્યાંથી નીકળી ગઇ ત્યારે રતીલાલનું રોમે રોમ ભડભડતી હોળીની જેમ કામવાસનાથી સળગી રહયું હતું.

નંદુની પાછળ જ રતીલાલે એ ખંડનાં બારણાં બંધ કર્યાં.



મોંઘીનું ઘેન ઊતર્યું, તેને પોતાના દેહનું ભાન આવ્યું, તે વખતે તેણે આંખ ઉઘાડીને જોયું ને તે ચમકી ઊઠી.

તેની નજરે જે દશ્ય દેખાયું તે જોતાં જ તેણે કારમી ચીસ નાખી.

'ચૂપ !'

બળતા દીવાના મંદ પ્રકાશમાં જીવતા કાળ સમા રતીલાલે મોંઘીના મુખ ઉપર જોસથી હાથ દાબ્યો.

આ બધું શું બને છે, શું બન્યું તે જ મોંઘી સમજી શકતી નહોતી.

'હું ભક્તાણીના ઘરમાં છું કે મને કોઇ બદમાશ લોકો ઉઠાવી ગયા છે ?' એ જ ગુંચ તેનું ચિત્ત ઉકેલી શકતું નહોતું.

ભકત મંડળ બેઠું હતું, મીરાં અને કૃષ્ણની ચર્ચા ચાલતી હતી, તે પછી કોફી આવી, મોંઘીએ કોફી લીધી, ત્યાર બાદ શું બન્યું એનું તેને સ્મરણ નહોતું.

પણ અત્યારે સ્મરણ કરવાનો વખત નહોતો.

તેણે સિંહણની માફક હિંમત કરીને રતીલાલને ધકકો માર્યો.

એ ધક્કો રતીયા ભગતથી સહી ન શકાયો.

તે પછડાયો, પણ બેઠો થવા લાગ્યો એટલામાં તો મોંઘીએ બૂમાબૂમ કરી મૂકી.

એની વિચિત્ર દશા હતી. એના શરીર પર વસ્ત્રનું ઠેકાણું નહોતું...

તોપણ તે દેવાને બોલાવી રહી હતી. પણ વધારે ગડબડાટ થવા પહેલાં અંદરનું ખાનગી બારણું ઊઘડ્યું, અને ત્યાંથી નંદુએ પ્રવેશ કર્યો.

તે વખતે રતુ ભગત અને મોંઘી વચ્ચે દ્વંદ્વ ચાલી રહ્યું હતું. નંદુને જોતાં જ મોંઘીને આશ્વાસન મળ્યું.

પણ તેણે નંદુ તરફ મીટ માંડી ને તેના હાજાં ગગડી ગયાં.

મોહનપુરના સ્ટેશને મળેલી દયાળુ નંદુ શેઠાણી તે નહોતી. અત્યારે તો એ બની હતી ભલી, ભોળી અને નિર્દોષ સ્ત્રીઓના શીયળની લુંટ ચલાવનાર રાક્ષસી. એનો રાક્ષસી ભાવ જોતાં જ મોંઘી આભી બની ગઇ.

તે કંઇ બોલે, તે પહેલાં તો નંદુએ રતુ ભગતને મદદ કરી, અને તેને મોંઘીના હાથમાંથી છૂટો કરીને, સમડીની કારમી ચીસ સમા ભયંકર સ્વરે તે પોકારી ઊઠી.

'ખબરદાર !'

એ અવાજમાં ભયાનક કર્કશતા હતી.

'નંદકુવર બા !........'

'ચૂપ.'

નંદુનો દેખાવ જોતાં જ મોંઘી ગભરાઇ ગઇ.

બિચારી ભોળી, ભલી, ગામડિયણ પટલાણીને નંદુની ભક્તમંડળીના ગુપ્ત કાવાદાવાની ને ભયંકરતાની ગમ ક્યાંથી પડે ?

'આપનો માલ મૂકી ગઇ છે કે હું તને મફત મલીદા ખવડાવું ?'

મોંઘીને એ સાંભળતાં જ કંઇક સમજાયું. એના હૃદયને ભયંકર આઘાત થયો.

'સાળી—ન જોઇ હોય તો મોટી સતી સીતાની દીકરી !'

રતુ ભગતે સૂર પુરાવ્યો.

બોલનારને મોંઘીએ હવે બરાબર ઓળખ્યો.

એની આંખ આગળ તે વખતે ભલો ભોળો દેખાતો રતુ-ભગત ખરે સ્વરૂપે પ્રકટ થયો.

'ખબરદાર; હવે ચુંચાં કર્યું છે તો.' કહેતી ધડાધડ બારણાં બંધ કરતી નંદુ તેમને બન્નેને એકલાં મૂકીને બહાર નીકળી ગઇ.



## ૨૪

નંદુ બહાર નીકળી ગઈ.

બારણાંના ધડાકાનો કર્કશ અવાજ તે પાછળ મૂકતી ગઇ.

એ ધડાકાની સાથે મોંઘીનાં હૈયામાં ધડાકો થયો.

'અરેરે, હું તો ઓલામાંથી નીકળીને ચૂલામાં હોમાણી !"

તેનાથી રડી દેવાયું.

રતુ ભગત એક વિપલ તેને જોઇ રહ્યો. રતીલાલ ત્યારે ભગતનો બનાવટી સાયો નાખી દઇ, હતો તેવો નરરાક્ષસ બન્યો હતો.

મોંઘીના રૂદનની એના રાક્ષસી સ્વભાવ ઉપર જરા પણ અસર થઈ નહિ.

એક વિપલ તે મોંઘી સામે જોઇ રહ્યો. એ જોવામાં યે ક્રૂરતા સ્પષ્ટ દેખાતી હતી. એની બન્ને આંખોમાં કામવાસનાની

હોળીઓ ભડભડતી હતી; એના હૈયામાં વિષયનો જ્વાલામુખી ભભૂકી રહ્યો હતો, એની રગેરગમાં ગરમ લોહી પ્રબલ વેગે દોડી રહ્યું હતું.

તે મોંઘીની પાસે ધસતો ગયો.

એકાએક તેણે મોંઘીને સખત ભૂજબંધે બાંધી લીધી.

'વહાલી ! તું રડ નહિ......'

મોંઘી હતાશ થઇ ગઇ હતી. દેવાનું જ એક માત્ર સ્મરણ તેને થતું હતું. તે દશામાં રતીયાના રાક્ષસી કૃત્યની કલ્પના પણ કરવાનો તેને અવકાશ નહોતો.

એના સ્પર્શની એને ખબર પડે તે પહેલાં તે એનાં વિશાળ ભૂજપાશમાં દબાઈ ગઇ. રતીયો બોલે છે, એવું એને લાગે તેટલામાં તો એના મોંઢામાંથી ચાર શબ્દો નીકળી પડયા.

એટલે તે ચમકી; છલંગ મારી છૂટવા તેણે જોમભર્યો ઝટકો મારતાં, રતીયાને પછાડી નાંખ્યો.

પણ રતીયાનો ભૂજ બંધ ઢીલો ન હતો, તેથી મોંઘી પણ એની સાથે જ પડી ગઇ.

એ મલ્લ લઢતા હોય તેવો દેખાવ થઇ રહ્યો.

હિંમત રાખીને મોંઘીએ આંચકો માર્યો અને આંચકા સમેત એનો એક હાથ, રતીયાના ભૂજબંધમાંથી છૂટો થયો.

છૂટો થતાંજ, ગડુમ કરતો, મોંઘી પટલાણીનો મજબૂત મુક્કો રતીયાના જડબા ઉપર પછડાયો.

એનું જડબું સમસમી ગયું, પણ તેણે ભૂજબંધ ઢીલો કર્યો નહિં.

મોંઘીએ ખૂબજ ધમપછાડા કર્યા, છૂટવાનાં બહુયે ફાંફાં માર્યાં પણ છૂટી શકી નહિ.



નિરાશ થયેલી નિરાધાર મોંઘીને દેવાનું સ્મરણ થયું. તેનાથી ડૂસકો મુકાઇ ગયો.

'મૂઆ, તને કોગળીઉંયે કેમ છોડી ગયું ?'

'વહાલી, કોગળીઉં પણ મને તારે સારું જ મૂકી ગયું છે !' કહીને રતીયાએ ખડખડ કરતું રાક્ષસી અટ્ટહાસ્ય કર્યું.

'ઓ ભગવાન, તું પણ કયાં છે?' મોંઘીએ રડતાં રડતાં કહ્યું.

'ભગવાન ?'

ફરીથી રાક્ષસી હાસ્ય ભયંકર રીતે હસતાં, રતીયાએ તેના વિકરાળ મોંઢાને, મોંઘીના મુખ તરફ ઘસડયું.

મોંઘીએ માથાંને આડુંઅવળું કરી નાખવા ખૂબ જ ફાંફાં માર્યાં, પરંતુ રતીયાએ શરીરમાં હતું તેટલા જોરને એકઠું કરીને, એના કામવાસનાથી સળગતા ઓષ્ઠને મોંઘીના ઓષ્ઠ ઉપર જોસથી ચાંપીને કહ્યું.

'જો આમાં જ ભગવાન સમાયો છે !' વીંછીનો દંશ થયો

હોય તેમ ચમકીને મોંઘીએ માથું હચમચાવી દઈ, રતીયાના મોંઢાને હઠાવી દીધું.

'હાય હાયરે ભગવાન, તનેયે મારા જેવીની દયા નથી આવતી ?'

તે ડૂઠવો મૂકીને રડતી હતી.

'વહાલી, મારી હૃદયમૂર્તિ ! મારા જેવા ભકતની પાસેથી તું જાણ કે આ દુનિયામાં ભગવાન નામની કોઈ વસ્તુ છે જ નહિ. જો હોય તો તે આ એક જ છે. તારા જેવી રસમૂર્તિઓ એ જ જીવતો જાગતો ભગવાન ! એવા ભગવાનને સદેહે ભેટવા માટે જ મારા જેવા ભકત આટઆટલાં તપ તપે છે......'

'મોટો ભકતાઈનો દાવો કરનારો, તું રડયા, તારો નાશ કેમ થયો નહિ...'

'વહાલી, મારી ભકતાઈનો દાવો સાચો છે. નંદુ એ વાત જાણે છે જ. મેં તને કહ્યું ને કે મારો પ્રભુ તારા જેવી સલુણી સુંદરીઓ જ છે. તેની જ હું અહોનીશ આરાધના કરું છું.'

અને વળી તેણે પોતાનાં હોઠ ફરીથી મોંઘીના મોંઢા તરફ લંબાવ્યા.

પણ આ વખતે તે ન ફાવ્યો. એક બળપ્રદ આંચકા સમેત મોંઘીએ રતીયાને ઉથલાવીને પટકી નાખ્યો.

રતીયાનો ભક્ષ કરવા દુનિયામાં કોઈ ચંડી ઊતરી આવી હોય તેમ ઝણેણાટી ખાતી ઊભી રહી. આમતેમ પડેલાં તેનાં કપડાં શોધવા લાગી. પણ તેને એકે વસ્ત્ર જડયું નહિ. નશા-

વાળી ફોરી પાઇ તે ઘેનમાં હતી તે વખતે જ તેનાં વસ્ત્રો ખેંચી લેવામાં આવ્યાં હતાં.

મોંઘીનો ક્રોધ પરાકાષ્ટાએ પહોંચ્યો. તેનું ચાલત તો તે આખા મકાનને આગથી સળગાવી દેત અને રતીયા તથા નંદુને તેમાં હોમી દેત.

મોંઘીને વસ્ત્રો શોધવાનો નિષ્ફળ પ્રયાસ કરતાં જોઇને રતીયો ફરીથી એક વખત રાક્ષસી હાસ્ય હસ્યો. પોતાને પડેલા મજબૂત મુક્કાનું એ રીતે વેર વળતું હોય એવો એને તેથી સંતોષ થતો હતો.

'કપડાં તો નંદુબાની પેટીમાં પડયાં છે!' અને વળી તે ભયંકર હાસ્ય હસ્યો.

'એટલે ?' સિંહણની માફક મોંઘી ગર્જી ઊઠી.

'તે તારી નંદુબાને પૂછી લેજે.'

મોંઘીને પોતાની શારીરિક દશાનું ફરીથી તાજું જ ભાન થયું.

પથારીની ચાદર ખેંચી તેણે શરીરે લપેટવા માંડી, અને દોડતી બારણા તરફ જઇ તેને ધકકો માર્યો.

પણ બારણું બંધ હતું, બીજા બારણા પાસે જઇને તેણે ત્યાં ધકકો માર્યો એ બારણું પણ બંધ જ હતું.

'શું મને કેદ કરવામાં આવી છે ?'

'હા મારી વહાલી! તને કેદ કરી નથી પણ મારા પ્રેમ પિંજરમાં.........'

એકાએક જડબા ઉપર પડેલા બીજા મજબૂત મુકકાથી રતુ ભગતના શબ્દો મોઢામાં જ રહી ગયા. શબ્દોને બદલે મુખમાંથી લોહીની ધારા વહેવા લાગી!



## ૨૫

**મોં**ઘીએ રતુ ભગતની સામે થવા માટે પોતાનાથી બને તેટલા બધા પ્રયત્ન કર્યા પણ તે ફાવી શકી નહિ.

રતુના મોંઢામાંની રકતની ધારા વહેવા લાગી એટલે એ કાયર માણસ ગભરાઇ ગયો. તેણે બૂમ મારીને નંદુને પોતાની મદદે બોલાવી.

રતીયાની કાકલૂદી સાંભળીને નંદુનાં ખાનગી બારણાં ધડાધડ કરતાં ઉઘડયાં, અને સિંહણ જેવા વિકાળ દેખાવવાળી નંદુ એકદમ આવીને મોંઘી જ્યાં હતી તે ખંડમાં ઊભી રહી.



નંદુ આવી ત્યારે અંદરનો દેખાવ જુગુપ્સા ઉત્પન્ન કરનારો હતો.

મોંઢામાંથી લોહી ઝરતો રતીયો એક બાજુ પર બેસી ગયો હતો અને હમણા એક જ દ્રષ્ટિપાતે બાળીને ભસ્મ કરી

મૂકશે એવી લાગતી મોંઘી બારણાની નજીક ઊભી હતી. તેનાં વિસ્ફારિત નયનોમાંથી ક્રોધના તણખા ખરી રહ્યા હતા.

એને જોઇને નંદુ પણ એક વિપલ ડરી ગઇ.

નંદુને આ જાતનો અનુભવ કંઇ નવો નહોતો. એનો તો એ જૂના વખતનો ધંધો હતો. અનેક સ્ત્રી–પુરુષના સ્વભાવનો એણે અભ્યાસ કર્યો હતો. અને આવી કટોકટીની ઘડીયે કેમ વર્તવું તેનું એને શાસ્ત્રીય જ્ઞાન હતું.

તુરત જ તેણે હિંમત હાથ કરી. મોઢાં ઉપરના રાક્ષસી ભાવની રેખાઓને વધારે તરી આવે તેવી કડક બનાવીને તેણે સત્તાવાહી અવાજે કહ્યું.

'મોંઘી !'

તેના જવાબમાં મોંઘીના મોઢામાંથી એક અક્ષરે ન નીકળ્યો. હતી ત્યાં જ સ્થિર, ચિત્રની માફક તે ઊભી હતી.

એનું રોમે રોમ સળગી રહ્યું હતું. નંદુને જોઇને એ આગ જોરદાર બની.

નંદુને મોંઘી જેવી એક ગામડિયણનો આ જાતનો મિજાજ ખૂંચ્યો.

'મોંઘી કોણ ?' એના દિલના આવેગ ભર્યા વિચારો મૌન-વાણીમાં ગુંગળાતા હતા. 'ગમે તેમ પણ રસ્તાની રઝળતી ભિખારણ. મારા વિના એને આશરો આપનાર કોણ હતું ?'

નંદુ એટલા જ વિચારથી અટકી નહિ. તે મનમાં જ બબડી.

'ભિખારડીઓને તે વળી નીતિ શું ને અનીતિ શું?—પાપ શું ને પુણ્ય શું?—શીયળ શું ને ભ્રષ્ટાચાર શું?—'



'મોંઘી, કેમ અલી કંઇ બહુ મિજાજમાં આવી ગઈ કે શું?' નંદુએ બે ડગલાં આગળ ધસીને તાડુકો કર્યો.

'તને હું બરાબર ઓળખી ચૂકી!' મોંઘીએ તેના જેટલો અવાજ ન કાઢયો, છતાં એનાથી બમણાં નિશ્ચયબળથી તે બોલી.

'ચાલ, ચાલ, હવે ઓળખનારની દીકરી! સાળી ન જોઇ હોય તો ડાયલી ને!' નંદુ એકદમ આગળ આવી, તેણે મોંઘીનો હાથ જોરથી પકડતાં કહ્યું.

'આઘી ખસે છે કે નહિ?' કહેતાં જ રોમેરોમ ક્રોધાગ્નિથી ભડભડી રહેલી મોંઘીએ એક ભયંકર આંચકા સમેત નંદુને ધક્કો માર્યો.

એ આંચકાની સાથે જ મોંઘીનો હાથ તેના હાથમાંથી છૂટી ગયો, એટલું જ નહિ, પણ ધડુમ કરતી નંદુ જમીન ઉપર પટકાઇ પડી.

ધડાકો સાંભળતાં રતીયાના હાંજા ગગડી ગયાં.

મોંઘી વિકાળ બની તેની તરફ ધસી. એટલામાં ગભરાયલા રતીયાએ અને ધરણી ઉપર પછડાઇ પડેલી નંદુએ કાગારોળ કરી મૂકી.

એ રડારોળ સાંભળીને નંદુના ગુપ્ત શાગીર્દો એકદમ ત્યાં દોડી આવ્યા.

જાણે કશુંજ બન્યું ન હોય તે રીતે નંદુ ઊભી થઈ.

અને રતીયા તરફ ધસતી મોંઘી તરફ જોયા વિના તેણે પોતાના માણસોને આજ્ઞા કરી.

'પકડો એ કર્કશાને !'

મોંઘી તે વખતે બરાબર રતીયાની સામે ઊભી હતી, ઉંદર ઉપર તલપ મારવા બિલાડી તૈયાર ઊભી હોય તેમ.

રતીયો ગભરાયલો છતાં ટટાર રહેવાનો દેખાવ કરતો દિવાલને અઢેલીને ઊભો હતો એનું હૈયું પવનમાં ધ્રૂજતા પીંપળાના પાનનો સ્વાનુભવ કરી રહ્યું હતું.

ત્યાં તો નંદુના શાગીર્દોએ આવીને મોંઘીને પકડી, અને રતીયાના જીવમાં જીવ આવ્યો.

'મારો સાલીને !'

કાયર પુરુષને છાજતી રીતે મોંઘીને પકડાયેલી જોયા પછી તેણે દમ દેખાડવાનો ડોળ કર્યો.

ત્યાં તો બાજુમાંથી છંછેડાયલી નાગણ જેવી નંદુનો કર્કશ અવાજ સંભળાયો :

'જોઇ શું રહ્યા છો, એણે મારી ઉપર હુમલો કરવાની શેખી કરી છે; જમાડો એને બરાબર મેથી પાક.'

પછી તો બાકી જ શું રહે ?

નંદુના એ શાગીર્દો સામાન્ય નોકરોના સ્વાંગમાં છુપાયલા મવાલીઓ જ હતા. નંદુના નીચ ધંધાના એ મોટા મદદગારો હતા. જ્યારે કંઇ પણ આપત્તિ જેવું જણાય ત્યારે પોતાનું પાણી બતાવવા માટે જ તેમને રોકવામાં આવ્યા હતા.

તેમનો દેખાવ જ અત્યારે એટલો કઠોર તેમજ બિહામણો લાગતો હતો કે મોંઘી તો શું પણ ભલભલા જવાંમર્દો પણ તેમને જોઇને ગભરાઇ જ જાય.

એક ક્ષણ પહેલાં મોંઘીની રગેરગમાં સિંહણનું જોમ ધબકતું હતું ને પોતાના અપમાનનો બદલો લેવા મારવા કે મરવા તે તત્પર બની હતી. પરંતુ નંદુના શાગીર્દોએ જાણે કોઇ પશુને ખેંચતા હોય તેવા આંચકા સમેત તેને ખેંચી, અને નિષ્ઠુર રીતે તેને પકડી. તે વખતે જ નંદુના મુખમાંથી 'મારો એને' એ શબ્દો નીકળતાં જ મોંઘી ગભરાઇ.

શિકારીઓ વચ્ચે શિકારની જેમ એકલી, અટૂલી વિષયાંધ પુરુષની પાસે, સ્ત્રીજાતિનાં શીયળનાં દલાલાં ઉપર જીવનારી અધમ કૂલટાના કૂટણખાનામાં, મવાલી મારાઓની વચ્ચે ઊભેલી, મોંઘીનો જુસ્સો ઓસરી ગયો.



'સાલી, ભિખારડી !'

મારાઓ પોતાનો પ્રભાવ બતાવે ત્યાં સુધી યે ન થોભતાં નંદુ એકદમ મોંઘીના ઉપર ધસી ગઇ અને તેના મોંઢા ઉપર જ ક્રોધ ભર્યો મુકકો લગાવતાં તે બરાડી ઊઠી.

'કરી નાંખો પૂરી, એ રાં..., છિનાળ, એમને એમ માન-

.ની નથી...' ત્યાં તો મોંઘીના પડખામાં ધડુમ કરતો મુક્કો ડયો.

જીવનમાં એવો પ્રહાર તેણે કદી અનુભવ્યો નહોતો.

મોંઘી બેવડી વળી ગઇ, તે વાગેલી જગા ઉપર હાથ રવવા જાય ત્યાં તો બીજી તરફથી એટલી જ સખત લાત પડી.

ધડુમ કરતી મોંઘી જમીન ઉપર પછડાઇ પડી. તેનાથી :રમી ચીસ નંખાઇ ગઇ.

પણ એક મજબૂત હાથે તેના રાડ નાંખતા મોઢાને ભચડી .ખ્યું અને બાજુમાં ઊભેલાની ધડાધડ લાતો તેની ઉપર પડવી ુરૂ થઇ.

મોંઘીની આંખોમાંથી ચોધાર આંસુ જવા લાગ્યાં; જેમ ેમ માર પડતો હતો તેમ તેમ શરીરના સાંધા કળતા હતા.

અને એટલું જાણે ઓછું પડતું હોય, તેમ રતીયો વચ્ચે ચ્ચે આવીને તેને લતાપ્રહાર કે તમાચો લગાવી જતો.

'કેમ, પડે છે ને મજા?' રાક્ષસી જેવી નિષ્ઠુર નંદુ .ાંઘીની સામે જોઇ જોઇને વચ્ચે વચ્ચે પૂછતી.

'સાળી રસ્તાની ભિખારડી! કયાં ય રવડતી અને ટૂકડા .ોણી ખાતી હોત તેને આશરો આપ્યો તો મારી જ સામે .ઇ કેમ...?'

ચારે તરફથી પડતા મારને લીધે પછી તો મોંઘી લગભગ ,ડદું જ બની ગઇ હતી. ત્યારે નંદુએ મારાઓને મારતાં ાટકવાનું કહ્યું.

—રતીયો મોંઘી ઉપર ગુજરેલા એ જુલમને જોઇને રાચતો હતો. 'સાળી એ જ લાગની છે.'

'નાંખી દો એને પેલી ઓરડીમાં.' નંદુએ મવાલીઓને આજ્ઞા કરી.

અને મકાનના ભોંયતળિયે આવેલી એક અંધારી ઓરડીમાં મોંઘીને ઉંચકી જઇને પૂરવામાં આવી.

છેક જ ઉપરની બાજુનાં એ નાનકડાં જાળી બારીઆમાંથી સહેજ સહેજ પવન ને પ્રકાશ આવે, તે સિવાય હવા કે અજવાળા માટે તે ઓરડીમાં બીજું કશું જ સાધન નહોતું. ભોંયતળિયું અનેક ઠેકાણેથી ઉખડી ગયેલું, પ્રકાશના અભાવે ભેજવાળું, ગંધાતું અને ચામાચીડિયાંના વસવસાટની વાસ મારતું હતું. આમ તેમ ઉંદરડા દોડાદોડ કરતા હતા, અને આસપાસથી ખેંચી આણેલા શિકાર ઉપર તાગડધીન્ના ઉડાવતા એ જ ઓરડીને પોતાનું કાયમનું નિવાસસ્થાન બનાવી બેઠા હતા. એ ઓરડીમાં ઘાસની કંતાનથી સીવેલી એક ગંધાતી, ફાટી તૂટી ગોદડી પડી હતી, તેની ઉપર મોંઘીને બેહાલ–બેભાન દશામાં નાખવામાં આવી. બાજુમાં એક અવાવરુ જેવી લાગતી ઢાંકણા વિનાની લોટીમાં પાણી રેડવામાં આવ્યું, અને એ જ દશામાં તેને ત્યાં નાખીને, નંદુ, રતીયો તેમજ તેના મારાઓએ ધડાધડ ઓરડીનાં બારણાં બંધ કર્યાં. અંધારી ઓરડીમાં મુડદાં જેવી મોંઘી એકલી જ રહી.



## ૨૬

મોંઘીને ભાન આવ્યું ત્યારે બહારની દુનિયામાં સવાર ઊગી ચૂકયું હતું. રાત્રિની અલ્પ વિશ્રાંતી પછી શહેરના રાજમાર્ગો માણસોની અની ગાડીઘોડાઓની દોડધામથી ફરીથી સજીવન થયેલા લાગતા હતા. પરંતુ મોંઘી જે ઓરડીમાં કેદ પુરાઇ હતી તેમાં તો નાનકડાં જાળી બારિયામાંથી ઝાંખું ઝાંખું અજ-વાળું જ દેખાતું હતું.

એ ઝાંખા પ્રકાશમાં મોંઘીએ પથારીમાં બેઠા થવાનો પ્રયાસ કર્યો, પણ તેના શરીરનો એકેક એક ભાગ રાત્રે પડેલા મારથી એટલો દુઃખતો હતો કે, ઊઠવાનો પ્રયાસ કરતાં જ તેનાથી ચીસ પડાઇ ગઇ.

તેણે પથારીમાં પડે પડે જ આસપાસ નજર નાખી. એ ઓરડીનો ભયંકર દેખાવ જોતાં જ ગભરાઇ ઊઠી.

ઉંદરોની દોડાદોડ, ચામાચીડિયાંની કારમી ચીસાચીસ, એમની દુર્ગંધ, ખરાબ વાસ મારતી પથારી, અવાવરુ ઓરડો

ઉઘાડું જળપાત્ર એ બધું જોવાથી એના હૃદય ઉપર ભયંકર આઘાત થયો.

'મારી આ દશા ? ઓ ભગવાન કયા પાપના આ ફળ !'

એનાથી ઠૂઠવો મુકાઇ ગયો. તેની સાથે સાથે જ રાત્રિનાં ભયંકર દ્રશ્ય એક પછી એક એની આંખ આગળથી પસાર થવા લાગ્યાં.

જેને માતા જેવી માનીને રહી તે નંદુ રાક્ષસી કરતાંયે નઠોર નીવડી. જેને પવિત્ર ભક્ત માન્યો તે અપવિત્ર, પરસ્ત્રીગામી, નરપિશાચ સમો નીવડયો. જે પતિનો આજે પત્તો પણ નહોતો, તે પતિને હમેશાં વફાદાર રહેવાની ઉત્કટ ભાવના છતાં પોતાનું શીયળ ધૂળમાં રગદોળાઇ ગયું......

એક પછી એક વિચાર આવતો ગયો, તેમ તેમ મોંઘીનું રોમેરોમ સળગી ઊઠતું હોય તેવી વેદનાઓ તેને થવા લાગી.

એ મનોવેદનાની વચ્ચે જ મોંઘીને દેવાનું સ્મરણ થયું.

'અત્યારે એ કયાં હશે ?–શું કરતા હશે ?—સાચે જ લોકો કહેતા હતા તેમ એમણે પોલિસના માણસોના ખૂન કર્યાં હશે ?–તો તો એ હજી સુધી છૂટા કયાંથી ફરતા હશે ? પોલિસ જરૂર એમને પકડી ગઈ હશે. હાય, હાય ! એમની ત્યાં શું દશા હશે ? લોકો કહે છે કે પોલિસનાં માણસ તો જીવતા જમ જેવા હોય છે. ચોરીના ગુન્હા કબુલાવવા તે દિવસે કેટકેટલાં સ્ત્રીપુરુષોને પોલિસે ગમે તેમ માર્યાં હતાં, ઉંધાં લટકાવ્યા હતાં, અંગુઠા પકડાવી બરડા ઉપર અરધા અરધા મણ વજનનાં પત્થર મૂકયા હતાં, માણસોને ઉંધા પાડી તેમની

ઉપર લોખંડની એડી સમેત બૂટની લાતો મારી હતી. સ્ત્રીઓ તેમજ પુરુષોને કેટલી બધી ગંદી, ભયંકર ધમકીઓ આપી હતી?—એમની પણ એવી દશા કરી હશે તો? અને કદાચ એમ થતાં......'

મોંઘીની કલ્પના એટલેથી જ અટકી પડી.

'વખતે તે અસહ્ય ત્રાસથી મરી ગયા હશે તો?' એટલે સુધી જવાની એના મગજની શકતી રહી નહિ, બુદ્ધિ પણ આગળ વધતાં અટકી પડી, તેને બદલે અશ્રુનો પ્રવાહ નેત્રો દ્વારા વધુ જુસ્સાથી વહેવા લાગ્યો. અને ફરીથી એનાથી ચીસ નંખાઇ ગઇ.



પતિનો વિચાર થતાં મોંઘી પોતાનું કષ્ટ તાત્કાળિક તો વીસરી ગઇ. તે કેટલીયે ક્ષણો સુધી જડવત બેસી રહી, પછી તેણે રડયા જ કર્યું.

દેવાના મૃત્યુની કલ્પનાએ એને બાવરી બનાવી મૂકી.

હવા અજવાળા વિનાની ભેજવાળી, ગંધાતી ઓરડીમાં તે મૂંઝાતી હતી, પણ એ મૂંઝવણ શારીરિક હતી. દેવાને લગતી અમંગળ કલ્પનાએ તો તેનાથી ખૂબજ ભયંકર એવી મનની મૂંઝવણમાં તેને ધકેલી દીધી.

તેનાથી ન રહેવાયું. હમણાં માથું ફાટી જશે કે શું? એવું થયું. શું કરવું? દિલની અકળામણ કેમ રોકવી, મનની શાંતિ શી રીતે પાછી મેળવવી તેની એને ગમ પડતી નહોતી, તેમ તે વધુ અને વધુ અકળાતી હતી. એ અકળામણ દૂર

કરવાનો કોઈ માર્ગ એને ન સૂઝયો એટલે અકળાયેલી મોંઘીએ જોરથી માથાં કૂટવા માંડયાં.

પણ માથાં અફાળવાથી તો એની શારીરિક વેદના વધી અને માનસિક વેદનામાં કશો જ ઘટાડો થયો નહિ.

તે હારી ગઈ, થાકી ગયેલી બેફામ જેવી ફરીથી બેશુધ્ધ બની ગઈ.

લગભગ કલાકેક પછી તેની આંખ ઊઘડી. ભયભીત બનેલી મોંઘીનો આખો દેખાવ ફરી ગયો હતો. ગઈ કાલે રાત્રે તેને જોનાર અત્યારે તેને ઓળખી શકે તેમ નહોતું. એના શરીરનું ઠેકાણું નહોતું, શરીર ઉપર વસ્ત્રો નહોતાં, વાળ વીખરાઈ ગયા હતા, હાથમાંની બંગડીઓ તૂટી ગઈ હતી.

ફરીથી ભાન આવતાં એ બબડવા લાગી.

'મારી આવી દશા–એ હોય તો થવા દે ?'

દેવાના વિચારોથી એનું નાનકડું–માથું ભરાઈ ગયું; એ બન્ને પરણ્યાં; પરણીને પહેલ વહેલાં મળ્યાં, દેવાએ તે વખતે પોતાની સાદી ગ્રામ્ય કલ્પના પ્રમાણે બીજાંઓથી છાની છાની એને માટે આણેલી મિઠાઈ આપી, આખી રાતનો ઉજાગરો કરીને, બીજું કોઈ સાંભળી ન શકે તે રીતે, એ બે અજાણી વ્યકિતઓએ પહેલી જ ઓળખાણ વખતે ડાહ્યાં સ્ત્રી પુરુષો જાણીને હસે, તેવી અનેક વાતો કરી કરીને સમય વિતાડયો–તે પછી એમની વચ્ચે સહજ ઓળખાણ થાય તેટલામાં મોંઘીને પિયરથી તેડવા આણું આવ્યું–છૂટા પડવાની આગલી રાત્રે બન્ને પેટ ભરી રડયાં–વળી તેઓ ફરીથી મળ્યાં.

પછી તો ખેતરે મોંઘી ભાથું આપવા જવા લાગી, ત્યાં અને ઘરમાં બીજું કોઇ ન હોય ત્યારે મોંઘી ને દેવો બન્ને ગમત કરે પછી દેવો એકલો થયો. એને માથે ઘરનો બધો બોજો પડયો. મોંઘી અને દેવો ઘરમાં સ્વતંત્ર રીતે રહેવા લાગ્યા. એ બધાં પ્રસંગોનાં સ્મરણો પંખીની માફક એની આંખો આગળ ઊડવાં લાગ્યાં.

વળી કલ્પનાનો તંતુ આગળ લંબાયો :

તે સીમંતિની થઇ અને પતિ પત્નીએ અનેક વખત ખેતરમાં ઝાડની નીચે કે ઘરમાં એકાંતમાં બેસીને ભાવી બાળક માટે રચેલાં અનેક શમણાંનું તેને સ્મરણ થયું, અને એ સ્મરણની સાથે જ, વરસાદની ઝડીઓ, પોતાનો મંદવાડ, સુવાવડના ખર્ચ પૂરતાં નાણાં લેવા માટે દેવાનું શાહુકારના ઘર તરફ પ્રયાણ, પ્રસવ વખતની પીડા એ પ્રસંગોનાં કટુ સ્મરણ ઉપરા ઉપરી થઇ ગયાં.

મોંઘીને પોતાનું મૃત બાળક સાંભર્યું. પતિની તે વખતની ગેરહાજરીનું સ્મરણ થયું. દેવો આવ્યો—ઘેરથી ચાલી ગયો અને ગૂમ થયો એ પ્રસંગોનાં સ્મરણ વીજળીની ઝડપે તેને થયાં. અને તેથી તેના દિલને આઘાત થયો. તે ફરી રડી પડી.

રડી રડીને થાકે તે પહેલાં આવી અનેક વિચાર પરંપરાથી થાકેલું તેનું મન દેવાની પાછળ દોડયું.

'લોકો કહે છે કે ખૂન કરનારને ફાંસીને માંચડે ચડાવે છે. તેને ગળે દોરડું બાંધીને ગુંગળાવીને મારી નાંખે છે—નહિ તો ધારવાળા મોટા ભાલા ઉપર ઊંધો સુવડાવી તેના શરીરમાંથી આખા સળિયાંને પસાર કરી તેને મારી નાખે છે...એમતુંય

એવું થયું હશે? હાય, હાય, એ અત્યારે જીવતા નહિ હોય?'

મોંઘીથી આ વખતે તો મોટેથી ઠૂઠવો મુકાઇ જવાયો. કેમે કરતાં તેનાથી મનની લાગણીઓ ઉપર અંકુશ રાખી શકાયો નહિ.

તે રડી–ખૂબ રડી, થાકી જવાય એટલું રડી. રડી રડીને એનાં આંસુ ખૂટયાં. માથાની એકકે એક નસ તૂટવા લાગી, માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું, ધીરે ધીરે તેનો આત્મા કાંઇક અગમ્ય ઉંડાણમાં ડૂબતો હોય તેવી લાગણી થઇ. એનું શરીર ઠંડું થવા લાગ્યું, આંખો ઉઘાડી છતાં દેખાતું બંધ થઈ ગયું. મોંઘી વળી પાછી બેભાન બની ગઇ.



## ૨૭

દુઃખી માણસના હૈયા સમી સૂરજના કિરણોની ગરમીનો પ્રભાવ જણાવા લાગ્યો, ત્યારે તસ્કરની ચાલે નંદુ મોંઘીવાળી ઓરડી આગળ આવી. ઉંદરની ઉપર છલાંગ મારવા તત્પર થયેલી બિલાડી જેવી તિક્ષ્ણ દ્રષ્ટિથી આમ તેમ જોતી નંદુએ, ધીમે–અતી ધીમેથી, બહારનું તાળું ઉઘાડ્યું, અને અવાજ ન થાય તેટલી સાવધાનીથી તેણે ઓરડીમાં પગ મૂક્યો.

ગંધાતી પથારી ઉપર બેભાન મોંઘી પડી હતી.

પથારીમાં કોઇ પણ જાતનું હલનચલન નહિ જણાયાથી, નંદુને એકાએક વિચાર થયો.

'મરી ગઇ કે શું ?'

એ વિચારથી એનાં કઠોર હૃદયે પણ એક વિપલ કંપ અનુભવ્યો.

પણ બીજી જ પળે તે સ્વસ્થ થઇ ને આગળ વધી.

બહાર પુષ્કળ પ્રકાશ હતો. પરંતુ એ ગંધારી–કોટડીમાં, નાના જાળી બારીઆમાંથી છેક જ ઝાંખું ઝાંખું અજવાળું આવતું હતું.

એ અજવાળાના મંદ પ્રકાશમાં નંદુએ વાંકા વળીને, મોંઘીના અચેતન શરીરની છેક જ પાસે જઇને જોયું.

મોંઘીની છાતી ધીમે ધીમે ઊંચીનીચી થઇ રહી હતી. તેનો શ્વાસોશ્વાસ ચાલતો હતો.

'જીવ તો છે.' કસાઇના જેટલી નિષ્ઠુરતા અને ખૂનીના જેટલી ખેતમાથી તે બોલી.

પણ મોંઘીને અચેતન જોઇને તે નિરાશ થઇ.

તે મોંઘીની મશ્કરી કરવા આવી હતી. એના દુઃખી હૃદય ઉપર બીજા વધારે મરમના ઘા કરી, વેરનો બદલો લેવા આવી હતી. બિલાડી શિકાર કર્યા પહેલાં ઉંદરને મૃત્યુ-કાલના ભયાનક ખેલ ખેલાવે તેવા ખેલ ગરીબડી, નિરાધાર કેદી બનાવેલી મોંઘીના હૈયા સાથે તેને ખેલવા હતા. પરંતુ તેની એ આશા ફળીભૂત ન થઇ. નંદુને તેથી નિરાશા થઇ.

પણ મોંઘીને અચેતન જોવાથીયે નંદુનું દિલ પીગળે તેમ નહોતું. તે આટલે સુધી ગંધાતી ઓરડીમાં આવ્યા પછી પોતાની નિરાધાર કેદીને શાંતિમાં પડી રહેવા દઇને પાછી જાય તેવી સુંવાળી નહોતી.

તે ફરીથી મોંઘી તરફ નીચી વળી.

"રાં...! મારી સામે થવાનો બદલો તને બરાબર આપીશ.'

વંતરીની માફક અંધારા ઓરડાના શ્યામ વાતાવરણમાં મૂઠી વાળેલા જમણા હાથને, હવામાં ઉછાળતાં કર્કશ સ્વરે તે બોલી ઊઠી.



નંદુ તે વખતે વેરની આગમાં સળગી રહી હતી. એવી અનેક આગોમાં સળગી સળગી તે નઠોર—ક્રૂર બની ગઇ હતી. એ આગોમાં એની તમામ માનવતા બળીને ભસ્મ થઇ ગઇ હતી.

વેર વાળવાની ધૂનમાં તેણે મોટે અવાજે બૂમ મારી.

એ જ વખતે ચીસ પાડતી "ઓ બા રે! ઓ મા રે! ઓ મને કોઈ બચાવો! બચાવો!" કરતી પથારીમાં બેઠી થઇ ગઈ. અને ભયભીત, બહાવરી મોંઘી ફાટે ડોળે ચારે તરફ જોવા લાગી.

એની દ્રષ્ટિમાં કારમો ભય હતો, એ ભયને લીધે એનું કુમળું હૈયું ફડફડી રહયું હતું. બેબાકળી મોંઘીના મુખ ઉપર ભયના—ગભરાટનાં સાપોલિયાં દોડાદોડ કરી રહ્યાં હતાં.

મોંઘીની એ દશા જોઇને નંદુએ ભયંકર અટહાસ્ય કર્યું.

એના પડઘાથી આખું ભોંયરું ભીષણ બની ગયું.

મોંઘી પથારીમાંથી અડધી ઉછળી ઉછળીને હાથ લાંબા, કરી, આંખમાંથી ચોધાર આંસુ વહાવતી, કરગરી રહી હતી:

'ઓ!—ઓ!—મને મારી નાખો, જોઇ એ તો મારા ટૂકડે

ટૂકડા કરી નાંખો, પણ એમને બચાવો !—એમનો કશો જ વાંક નથી—વાંક મારો છે. એમને ન મારશો !'

મોંઘી બેભાન દશામાં બોલી રહી હતી. તે બેભાન થઇને પડી, તે પછી સુષુપ્ત અવસ્થામાં પણ દેવાની મૂર્તિ એને હૈયેથી ખસી નહોતી.

દેવાના જ વિચારો કરતાં, તેની બેભાન અને બંધ આંખો આગળ ભયંકર દ્રશ્ય ખડું થયું હતું.

'દેવો જ પોલિસ સિપાહીનું ખૂન કરનાર હતો એમ સાબિત થયું હતું. પણ દેવો ખૂન કરીને નાસી ગયો હતો. કેટલાય દિવસ તેનો પત્તો લાગ્યો નહિ. પણ સિપાઇઓ તેનો પીછો છોડે તેમ નહોતું—આખરે દેવાને એક ગાઢ અરણ્યના પહાડોની ખીણમાંથી પોલિસે શોધી કાઢયો—દેવાને ખૂબ માર્યો, હાલ હવાલ કર્યો અને તેની પાસેથી ખૂનનો એકરાર કરાવ્યો—દેવાને અદાલત સમક્ષ ખડો કરવામાં આવ્યો—દેવાની ઉપર ખૂનનો આરોપ પુરવાર થયો. દેવાએ મોંઘીની સુવાવડના પ્રસંગની વાત માંડીને કરી, પોલિસે તેને વેઠે પકડયો, એથી તેનું બાળક મરી ગયું—તેની સ્ત્રી ગાંડી બની ગઇ—એ વેરનો બદલો લેવા માટે તેણે ખૂન કર્યું છે, એ વાત દેવાએ સ્વીકારી. તેને ફાંસીની સજા થઇ, એને ફાંસી દેવાની તૈયારી થઇ. ફાંસીના માંચડા ઉપર તેને ચડાવ્યો. અને મારાએ તેને મારવા માટે કારમી ચીસ પાડી.'

એ કાલ્પનિક દ્રશ્ય મોંઘી જાણે જોઇ રહી હતી. પેલા મારાની કારમી ચીસની સાથે સાથે જ નંદુનો વરવો અવાજ નીકળ્યો. એ

અવાજ સ્વપ્નદર્શનમાંના મારાનો અવાજ છે એવો મોંઘીને આભાસ થયો. મોંઘી તેથી ચમકીને દેવાને છોડાવવા વિનવવા લાગી.



'ચાલ, ચાલ, કુલટા ! ઢોંગ કરે છે ?'

નંદુએ એમ કહેતાં બેભાન દશામાં ચીસો નાખતી મોંઘીને હડસલું માર્યું.

મોંઘી હડસેલાના આઘાતથી પટકાઈ પથારી બહાર જઈ પડી.

જમીન ઉપર એનું માથું સખત અફળાયું. તેને ખૂબ વાગ્યું, તમ્મર ચઢ્યાં અને વળી બેભાન બની ગઈ.

નંદુએ વળી એને આંચકા સમેત ખેંચી. 'રાં...? બદમાશ ! તારા આ જાતના ચેનચાળા મારી આગળ નહિ ચાલે, સમજી ?'

એ વંતરી જેવી વિકાળ લાગતી હતી. એના આંચકાથી ખેંચાઈને મોંઘી આગળ આવી પડી.

ધક્કાથી પટકાતાં જ મોંઘીનું માથું ફૂટી ગયું હતું અને તેમાંથી લોહી નીકળતું હતું. છતાં નંદુ વેરની ધૂનમાં બોલે જતી હતી :

'કેમ, હજી આ ઢોંગ છોડીને મારું કહેવું માનવું છે કે નહિ ?'

ભોંય પડેલી મોંઘીને ઢંઢોળીને હચમચાવી મૂકતાં તેણે ભયંકર સ્વરે કહ્યું.

મોંઘીનું આખું શરીર કંપતું હતું, તેમાં માથાના કષ્ટે ઉમેરો કર્યો.

હચમચાટનો આઘાત થતાં તેની આંખ ઊઘડી ગઇ.

તેનાથી બોલાઇ જવાયું : 'કોણ...? કોણ છો તમે ?'

'રાં...? છિનાળ ! ભૂલી ગઇ છે ! હું કોણ છું તે ? હું છું તારો જાન લેનાર મોત !'

દુ:ખની પીડાએ અને નંદુના કર્કશ અવાજે મોંઘીને કંઇક ભાન આવ્યું.

તે ધીમે ધીમે પોતે ક્યાં છે તેનો વિચાર કરવા લાગી.

એને નંદુની ઓળખાણ પડી, પોતાની સામે નંદુ ઊભી છે, એની આંખમાંથી અગ્નિના તણખા ઝરે છે, એના બોખા મોંઢામાંના થોડાક દાંત કચકચે છે, ચહેરો રાક્ષસી જેવો વિકાળ બની ગયો છે, તે જોતાં જ તેનાથી ચીસ પડાઇ ગઇ.

"તમે અહીં કેમ આવ્યાં છો? મને અહીં તો સુખે પડી રહેવા દો."

"તને...? અને સુખે ? રાં...! કૂલટા! સુખ તારા નશીબમાં છે જ નહિ! તારે સુખ જોઇએ છે? સુખ જોઇતું હોય તો મારું કહેવું કર. તેમ કરવા તૈયાર છે?"

મોંઘી બોલી નહિ.

"ન હોય તો કંઇ નહિ. તારે હાથે જ તૈયાર થઇશ. આ ઓરડીમાં તારા જેવી છતાં તારા કરતાં પણ અનેકગણી વધુ

જીદ્દી એવી સંખ્યાબંધ સ્ત્રીઓ સુધરી ગઇ છે. તું પણ એમજ સુધરીશ...તારે માટે સુખી થવાનો એકજ માર્ગ છે."

"તે મારાથી નહિ બને. તમે અહીંથી જાઓ."

"નહિ બને તો અહીં નાગી અને ભૂખી પડી પડી સડ! સાળી, કમજાત!"

નંદુએ તેની સામે તીવ્ર દ્રષ્ટિ ફેંકી વચનોનાં બાણ છોડયાં.



## ૨૮

નંદુ મોંઘીને ધમકાવીને બહાર જવાનો વિચાર કરતી હતી, તે જ વખતે બાજુના મકાનમાંથી એક માણસ કૂદકા સમેત તે ખંડમાં આવીને ઊભો રહ્યો. તેને જોતાં જ નંદુથી કારમી ચીસ નંખાઇ ગઇ.

'તું કોણ છે?' નંદુએ ડરતાં ડરતાં પૂછ્યું.

'ચૂ...પ...' પેલા માણસે પોતાના નાક પર આંગળી મૂકીને કહ્યું.

તે વખતનો એ માણસનો ડરામણો દેખાવ જોઇને નંદુ વિશેષ ગભરાઇ.

'અહીં શું કામ આવ્યો છે...?'

'તે બધું હું પછી કહીશ, હાલ ચૂપ કર. જો વધુ હો હા કરી છે તો......' આવનારે ખીસામાંથી ખંજર કાઢીને નંદુને બતાવ્યું.

નંદુએ આ જ ઓરડામાં અનેક નિરાધાર અને અસહ્ય અબળાઓ પર પોતાના મારાઓ મારફત જુલમ ગુજાર્યા હતા. પરંતુ તેની જ સામે રકત તરસ્યા ખંજરનું ચળકતું પાનું ચમકવા લાગ્યું, ત્યારે એનાં ગાત્રો ઢીલાં બની ગયાં.

બોલનાર ધીમેથી છતાં મકકમતાથી અને ધમકી ભર્યા અવાજે બોલતો હતો.

એનો સ્વર સાંભળતાં જ મોંઘીને તે પરિચિત લાગ્યો. તેણે ડરતાં ડરતાં ધીમેથી તે દિશામાં દ્રષ્ટિ ફેંકી. અને એકાએક નવું જોમ આવ્યું હોય તેમ તે પોકારી ઊઠી: 'તમે? અહીં... કયાંથી?'

આવનાર માણસે મોંઘીનો અવાજ સાંભળતાં જ તેની તરફ ધારીને જોયું. અને તે એકદમ તેની બાજુમાં ધસી આવ્યો: 'તું? અહીં...આ દશામાં?'

તે દેવો જ હતો.

તેને જોતાં જ મોંઘીએ પોતાની નગ્ન દશાને ઢાંકવા ફાંફાં મારતાં મારતાં કહ્યું: 'આ ઊભી છે તેણે જ મારી આવી દશા કરી છે...'

દેવો વધુ વાત સાંભળવા થોભ્યો નહિ. મોંઘીની હાલ હવાલ સ્થિતિ જોતાં જ તેનું રોમેરોમ ક્રોધથી સળગી ઊઠયું.

ભયંકર ધૂરકી કરતો એ નંદુ પર તલપ્યોઃ ભૂખ્યો વાઘ શિકાર તરફ તલ્પે તેમ.

ચાલાક નંદુ મોંઘી અને દેવાની વાત સાંભળીને ત્યાંથી

છટકી જવા માગતી હતી. તેટલામાં તો દેવાએ તેને હડફટમાં લીધી, અને નંદુ છટકી શકે તે પહેલાં તો તેની ગળચી પર દેવાનાં મજબૂત આંગળાંની ભીંસ ચામડાની માફક બેસી ગઇ.

નંદુએ ભીષણ ચીસ નાખી.

તેટલામાં તો દેવાએ આંચકો મારી તેને જમીન પર પટકી નાખી, અને તેનો સાલ્લો ખેંચી કાઢી મોંઘી તરફ ફેંક્યો.

મોંઘી સાલ્લો પહેરી રહે ત્યાં સુધીમાં તો દેવાએ નંદુને અધમૂઇ કરી નાખી, અને તેને જમીન પર પડેલી રહેવા દઇ મોંઘીનો હાથ પકડી તે જે રસ્તેથી આવ્યો હતો, તે રસ્તે અદ્રશ્ય થઇ ગયો.



નંદુએ દેવાના હાથમાં સપડાતાં જ જે કારમી ચીસ નાખી હતી, તે સાંભળી ઉપરથી તેનાં બે ત્રણ માણસો દોડી આવ્યા.

તેમણે નંદુને ઉંચકીને બેઠી કરી.

નંદુ ભયથી હજુ ધ્રૂજતી હતી, તેના ગળા પર દેવાનાં આંગળાંની સ્પષ્ટ છાપ પડી હતી, અને તેની ગુંગળામણ હજુ મટી નહોતી.

જેમ તેમ કરતી તે બોલીઃ 'તે આ તરફ ગયો છે, મોંઘીને પણ લઇ ગયો...'

તુરત જ બે માણસો દેવો નાસી ગયો હતો તે દિશામાં

દોડયા. અને બાકીના માણસો નંદુને હાથનો ટેકો આપી ઉપર લઇ જવાની તૈયારી કરવા લાગ્યા.

દેવપરાના રમખાણ પછી નાસી છૂટેલો દેવો રઝળપાટ કરતો કરતો મોહનપુર આવી પહોંચ્યો હતો. અને થોડા જ દિવસોમાં તે શહેરમાં ચોરી કરવાનો ધંધો કરનારી એક ટોળ-કીના પરિચયમાં આવી, ચોરીનો વ્યવસાય કરતો હતો.

આગલી રાત્રે નંદુના મકાનની બાજુમાં ચોરી કરવા જતાં પકડાઇ જવાની અણી પર હતો, તેવામાં પોલિસને થાપ આપી, પોતાના સાથીઓથી છૂટો પડી છાપરાં ઠેકતો, એક અવાવરુ મકાનમાં આવી ચઢયો. ત્યાંથી માર્ગ શોધતો ને સંતાતો છુપાતો તે મોંઘી વાળી ઓરડીમાં આવી ચઢયો. તે વખતે નંદુ મોંઘીને ધમકાવતી હતી. તેની દૃષ્ટિ દેવા પર પડતાં જ તેનાથી કારમી ચીસ નંખાઇ ગઈ હતી.

નંદુને જરાક કળ વળતાં જ, તેણે પોતાના માણસને પોલિસ ચોકી પર ફરિયાદ કરવા માટે મોકલાવ્યો. અને મોંઘી જેવો શિકાર હાથમાંથી છટકી જવાથી તે ચિંતામાં પડી.

રતુ ભગત પાસેથી એ શિકારના બદલામાં તેને નિયમ પ્રમાણે સારી જેવી રકમ મળવાની હતી. તે રકમ હવે નહિ મળે અને મોંઘી પાછળ કરેલું ખર્ચ નકામું જશે, એથી નંદુ દિલગીર થઇ હતી. તેવામાં રતુ ભગત જાતે જ ત્યાં આવ્યો, અને નંદુની ઉપર થયેલા આક્રમણની વાત જાણીને તે પણ ગુસ્સે થઇ ગયો.

'તેં એની સાથે પહેલેથી જ જોઇએ તે રીતે કામ ન

લેવામાં ભૂલ જ કરી હતી.' રતુએ નંદુનો વાંક કાઢયો.

'ભૂલ તે તારી કે મારી?' નંદુએ છણકો કરીને કહ્યું. 'મેં તો તને તમામ ગોઠવણ કરી આપી, પણ તું જ બાયલાની માફક બાયડીના હાથનો માર ખાઇ બેઠો અને હવે મારો વાંક કાઢે છે? હું ન હોત તો તારું તો આવી જ બન્યું હતું...'

'એવાં બહાનાં નકામાં છે, નંદુ! એ શિકારને નામે અત્યાર સુધીમાં તેં મારી પાસેથી કેટલા બધા પૈસા પડાવ્યા છે...!'

'એટલે? 'નંદુ બેતમાથી બોલતી હતી. 'શું તું કંઇ દયા દાન કરે છે?'

'મારી સાથે આટલો મિજાજ?'

'તું મને ધમકી આપે છે?'

'મેં તારા જેવી ઘણીએ વંતરીઓ જોઇ નાંખી...!'

'અને મેં તારા જેવા અનેક વાંદરાઓને બનાવી કાઢયા છે સમજ્યો?'

'તું મને વાંદરો કહે છે? સા... નાલાયક ...!' રતિયો ક્રોધના આવેશમાં નંદુ પર ધસ્યો. પણ સમયસૂચકતા વાપરી નંદુ એક તરફ નમી ગઇ અને રતિયો જમીન પર પટકાયો.

નંદુએ એને જોરથી લાત કકડાવી કાઢી.

'બદમાશ...! પાજી...!' વાઘણ જેવી વિકરાળ બનેલી નંદુ રતિયાને લાતો પર લાતો લગાવવા માંડી.

તે જ વખતે દેવાની પાછળ દોડેલા નંદુના બે માણસો ઢીલે મોંઢે પાછા આવ્યા.

'મારો આ બદમાશને' નંદુએ તેમને જોતાં જ બરાડો પાડયો.

અત્યારે એ મોંઘીને ભૂલી ગઇ હતી, ને રતિયા ઉપર જ તમામ વેર લેવા આતુર બની હતી.

પરંતુ એની એ વેરવૃત્તિ અધૂરી જ રહી ગઇ. પોલિસ ચોકી પર મોકલાવેલો માણસ બરાબર એ જ વખતે પોલિસ અમલદાર સાથે આવી પહોંચ્યો.

અને રતિયો ઊગરી ગયો !



## ૨૯

દેવો મોંઘીને લઈને એક અવાવરુ ઘરમાં પેસી ગયો. ત્યાંનું એકાંત ઘણે દિવસે મળેલાં પતિ–પત્નીને સ્નેહી જનના હુંફાળા હૈયા સમું ગમ્યું.

'અહીં હમણાં કોઈ આવે એમ લાગતું નથી. ઘડીક નિરાંત કરી લઈએ.' દેવાએ ફાળિયું ઉતારી બાજુ પર મૂકી બેસતાં બેસતાં કહ્યું.

'તમે આટલા દા'ડા...' મોંઘી દેવાની બાજુમાં બેસીને બોલવા ગઈ, પણ એટલામાં જ દેવાએ એના મોંઢા પર હાથ દાબી દીધો.

'એ બધી દુઃખની વાતો પછી થશે, અત્યારે તો ઘણે દહાડે મળ્યાં છીએ' કહેતાં, કહેતાં, દેવાએ પટલાણીનો હાથ પકડી પોતાની તરફ ખેંચી, અને એના દુઃખ, ભૂખ ને રૂદનથી શુષ્ક બની ગયેલા હોઠો પર બે ચાર ચુંબન ચોડી દીધાં.

'કોણ જાણે આવતી કાલ કેવી યે ઊગે માટે આજનો આટલો લહાવો તો લઈએ.'

રખેને કો'ક આવીને ઊભું રહે એવા ભયે મોંઘી આમ તેમ સાશંક ભાવે જોવા લાગી.

'ડરવાનું કાંઈ કારણ નથી. અહીં તો આપણું જ રાજ છે!'
ફરીથી દેવાએ મોંઘીને હૈયા સરસી ચાંપી પ્રેમાવેશથી ભીંસી નાખી.

પતિની હૈયા ડાળે ઝૂલતી મોંઘીના ઘડી પહેલાંના શુષ્ક હોઠો પર રાતા ગુલાબની ખીલતી કળીઓ વેરાઈ ગઈ. રોઈ રોઈને થાકેલાં એનાં નેત્રોમાંથી એના હૈયાના કસુંબલ રંગના ફૂવારા ઊડવા લાગ્યા.

દેવો અને મોંઘી આપોઆપ સાંપડેલી ક્ષણિક સુખની અપૂર્વ ક્ષણોની પૂરેપૂરી કીંમત વસૂલ કરવામાં જગતનું ભાન ભૂલી ગયાં!

પર્વતશા કદાવર અને વજ્ર જેવા મજબૂત દેવાના ખોળામાં સૂતેલી મોંઘી પ્રાણાધારમાં જગદાધારની કલ્પના કરતી એના મજબૂત પંજાને રમાડી રહી હતી.

અધ ઊઘડયા પ્રભાત સમું મોંઘીનું યૌવન હજુ ધીરે ધીરે હમણાં જ ઊઘડતું હોય અને એના સિવાય જગતમાં અન્ય કશું જોવા લાયક ન હોય તેમ દેવો અનિમિષ નયને એની તરફ જોઈ રહ્યો હતો.

સારુંયે જીવન અત્યારની ક્ષણ એ ક્ષણોમાં જ જીવી લેવાનું હોય તેમ દેવો ઉત્સુક બની, ગગનનો પડછાયો સરિતા પર

નમે તે રીતે મોંઘીના મુખ તરફ ફરીથી નમ્યો, ત્યારે પુણ્યના સ્પર્શથી પાપ ચમકી ઊઠે તેમ ચમકતી મોંઘીએ દેવાના બે ખભા જોરથી પકડી રાખીને રડતાં રડતાં કહ્યું:

'મને પેલા રતિયાએ...'

પણ દેવાએ એના મુખ પર હાથ દાબી દઈ તેને આગળ બોલવા ન દીધી:

'મારે એ કશુંયે હાંભળવું નથી...'

'પણ પટલ, પાછળથી કહેશો...'

'પટલાણી, તું ગમે તેવી હો, પણ મારે મન તો ગંગાના જેવી પવિતર છો. આ થોડા દા'ડામાં મેં દુનિયાં જોઈ અને એને ઓળખી છે. માણસ ભૂલ કરતું નથી, ભૂલ તો એનું... પણ અત્યારે મારે એવી વાતો કરવી નથી. હવે તો બસ તું ને હું...મારા નર્ધનનું ખોવાયલું ધન તું તો...'

'અને હમણાં સુધી હું નિરાધાર ને ઓશિયાળી હતી, પણ તમે મળ્યા ને મને જાણે આખી દનિયાંનો આધાર મળી ગયો. હવે મને કોઈનો ડર નથી.'

'જાણે આજે તો નવા જીવતરે મળ્યાં. યાદ છે આપણે પહેલ વહેલાં મળ્યાં ત્યારે...'

મોંઘી નવ પરિણીત નવોઢા માફક શરમાઈ ગઈ અને એની એ શરમ ને લજ્જાને દેવાની પડછંદ કાયાએ ઢાંકી દીધાં.



શમણાંની દુનિયામાંથી તેઓ જાગ્યાં ત્યારે જ દેવાને સાચી દુનિયાનું ભાન થયું. એને માથે અનેક ગુન્હાઓ ઝઝૂમી રહ્યા હતા. પોલિસને થાપ આપીને તે નાસતો ફરતો હતો એટલે કાયમ તે પોલિસના હાથમાં ઝડપાઇ જવાના ભયમાં રહેતો.

'આપણે હવે અહીંથી નાસી છૂટવું જોઇએ.' તેણે ગંભીર બનતાં કહ્યું.

'કેમ?' મોંઘી હજી સ્વપ્નની દુનિયામાં જ હતી.

'એ બધી લાંબી કથા છે. એક વખત અહીંથી દૂર ચાલ્યા જઇએ પછી તને માંડીને બધી વાત કહીશ. અત્યારે તો પોલિસના હાથમાંથી બચી જવાનું છે.'

મોંઘી દેવાને મુખે એની બધી વાતો સાંભળવા આતુર હતી. દેવો પણ પોતાના ગયા પછી મોંઘીને માથે શું શું વીત્યું તે જાણવા ઉત્સુક હતો.

પણ પોલિસનો ભય એને નિરાંતે વાતો કરવા દે તેમ નહોતો.

'તું હમણાં અહીં જ બેસજે. હું જવાનો રસ્તો ગોતી કાઢીને હાલ આવું છું.'

કહીને દેવો ઊઠયો. અને અવાવરુ મકાનમાંથી છટકવાનો રસ્તો શોધવા બીજા ખંડમાં ગયો.

મોંઘી ભૂખી હતી; મારથી એનું શરીર ખૂબ જ કળતું હતું; પોતાના નારીત્વના અપમાનનું સ્મરણ એના માથામાં તપાવેલા લોખંડના ડામની માફક સળગી રહ્યું હતું.

દેવો જરા નજર બહાર ગયો અને બિહામણા સ્વપ્નની માફક એ તમામ પ્રસંગો એને યાદ આવી ગયા. એથી એના હૈયામાં વેદનાની હોળીઓ ભડભડવા લાગી.

એકલી તે જમીન પર પડી ત્યારે એની આંખોમાંથી આંસુનું ચોમાસું વરસવા લાગ્યું.

દેવાએ આવીને એને ઢંઢોળીને જગાડી ત્યારે તે રડી રડીને લોથ થઇ ઊંઘી ગઇ હતી.

'લે, આમાંથી ધરાઇને ખાઇ લે."

દેવાએ મિઠાઈ અને ચવાણાનાં પડીકાં મૂકીને કહ્યું: 'તું ભૂખી થઇ હોઇશ. મને પણ કકડીને ભૂખ લાગી છે.'

'ઓ ભગવાન, તેં શું ધાર્યું છે?' મોંઘીએ બેઠા થઇને કહ્યું.

'કહું છું કે તું બધું કરજે, પણ ભગવાનનું નામ મારા હાંભળતાં ફરીથી ના બોલતી.' દેવો ભગવાનના નામ માત્રથી ફફડી ઊઠયો.

'તમે એવું ના બોલો. એ તો નોંધારાનો આધાર છે...'

'મને હવે એનામાં આસ્થા રહી નથી.'

'ભગવાને તો તમને અહીં મોકલ્યા ને હું ઊગરી ગઈ. જો તમે ના આવ્યા હોત તો મારું શું થાત? અને તમારો ને મારો મોં મેળાપે કયાંથી થયો હોત?'

'હશે, હમણાં તો ઝટ ઝટ આ ખાઇ લઇએ; પછી બીજી વાત. નહિ તો ભગવાનના રૂપમાં ક્યાંક પોલિસ આવી પહોંચશે અને ફરી પાછો આપણો મોંમેળો મુશ્કેલ થઇ જશે.'



૩૦

મોંઘી દેવાની હૈયાડાળે, આંબાની ડાળે ઝૂલતા આમ્રફળડી ઝૂલી રહી હતી, ત્યારે રતિયો નંદુની લાતો ખાઇ રહ્યો હતો. અને સમય સાધી મોંઘીને લઇને નાસી છૂટેલો દેવો દૂરના કોઇ અજાણ્યા ગામડાની નદીને કાંઠે આવેલા જીર્ણ શિવાલયમાં વિશ્રાંતી લઇ રહ્યો હતો, ત્યારે નંદુની ફરિયાદથી પકડાયેલો રતિયો કાચી જેલની કોટડીમાં હાથ પર માથું ટેકવીને ભવિષ્યની ચિંતામાં ડૂબ્યો હતો.

મોહનપૂરથી સલામત છટકી શકાયું એથી દેવાના દિલમાં નવા હોશ આવ્યા હતા. તે જ્યાં સુધી એકલો હતો ત્યાં સુધી એને કશી ચિંતા ન હતી. એનામાં બહારવટિયાની આત્મશ્રદ્ધા જન્મી હતી. તેણે ભયને ફગાવી દીધો હતો. મોતને મૂઠીમાં રાખીને ફરતા મરજિવાઓની જમાતનો તે સાથી બન્યો હતો. એટલે તો મોહનપુર જેવા શહેરમાં આવી તેણે ટોળકી જમાવી હતી.

પણ મોંઘી સાથે આકસ્મિક સંજોગમાં મીલન થયું ત્યારથી એને સાથે રાખીને સાચવવાનો નવો જ પ્રશ્ન તેને માટે ઊભો થયો હતો.

મોંઘીની ખાતર જ એ બહારવટિયો અને ચોર બન્યો હતો. પણ મોંઘીની હાજરીમાં એવાં કામ કરવામાં એ હિણપત જોતો હતો. પત્નીની સાથે એ ગ્રહસ્થાશ્રમી તરીકે જીવવા માગતો; હતો બહારવટિયા કે ચોર તરીકે નહિ.

એની ચિંતા દેવાના માથામાં અત્યારે ધૂમરીઓ લઇ રહી હતી.

મોહનપુરથી નીકળતાં થોડું ઘણું ભાથું સાથે લીધું હતું તે ખાઇ, નદીનું પાણી પી શિવાલયમાં થાક ઉતારવા તેઓ આડે પડખે થયાં, પણ દેવાના મનને નિરાંત નહોતી. રસ્તામાં મોંઘીએ પોતાની વિતક વાતો તૂટક તૂટક કહી સંભળાવી હતી. એ વાતો ભયંકર નાગનું રૂપ લઇ એના માથામાં સળવળાટ કરતી ફુંફાડા મારી રહી હતી.

દેવો મોંઘીની વાતોને યાદ કરતો તેમ તેમ એનું રોમે-રોમ ક્રોધથી સળગી ઊઠતું. નંદુ અને રતિયાએ એની જે દુર્દશા કરી હતી તે વાતો કહેતાં મોંઘી ઠૂઠવો મૂકીને રડી હતી એ પ્રસંગ ફરીથી ધૂમરી ખાઇને એના માથામાં સળવળી ઊઠયો, અને દેવો દાંત કચકચાવી બેઠો થયો.

'મારાથી એમને એમ આગળ નહિ જવાય.' એકાએક તે બોલી ઊઠયો. 'આ બધી વાતો તેં મને ત્યાં જ કહી હોત તો એ સાળા રતિયાને અને એ રાં...ને ત્યાંને ત્યાં જ ખંજર હુલાવીને હું પૂરાં કરી નાખત...'

એ શબ્દોનો શિવાલયના ખાલી મકાનમાંથી એવો ભીષણ પડઘો ઊઠ્યો કે તે સાંભળીને મોંઘી છળી ગઇ.

'હું પાછો જઇશ, અને એ રતિયાને તો પૂરો જ કરી નાખીશ.'

ગુસ્સાની આગમાં ધુવાંપૂવાં થઇ દેવો, પાંજરામાં પૂરેલા ભૂખ્યા સિંહની માફક આમથી તેમ ફરતો હતો.

કેમે કરી એના દિલને શાતા વળતી નહોતી.

'શાંત ?...આવી વાતો જાણ્યા પછી વેર લીધા વિના કોઇ મર્દ શાંત શી રીતે થાય ?...એમ થાય છે કે હાલને હાલ જઇ એમના ટુકડે ટુકડા કરી નાખું...'

'એમને ભગવાન જોશે...એમને કીડા પડશે...એમનો નરકમાં વાસ થશે.' મોંઘી રડતી, કકળતી, કરગરતી હતી.

'વળી તેં ભગવાનને સંભાર્યો! કહું છું કે ભગવાન ઉપર ઇતબાર ન મૂક પણ તું માનતી નથી.' નંદુ અને રતિયા પરનો દેવાનો ક્રોધ ભગવાન પર ઠલવાઇ રહ્યો.

'પટલાણી—! ભગવાન ફગવાનની વાતો મિથ્યા છે. જો ભગવાન હોત તો આપણને આટલું દુઃખ શા માટે પાડત ? આપણે કોનું બગાડયું હતું ? મેં જિંદગીમાં બીજાની બાયડીઓને હગી માના જેવી ગણી છે અને પારકું ધન પણ...હા હમણાં હમણાં મેં થોડી ચોરીઓ કરી, પણ તે કયારે ?...હું ખેડૂતનો દિકરો, રૂડા પટેલ જેવા હારા માણહનો છોકરો. આજે મારે માર્યા માર્યા રખડવું શું કામ પડે ! મારે બહારવટિયો, ચોર

હું કામ બનવું પડે ? મને એ દશામાં કોણે મૂક્યો ?...ઘેલા શેઠે અને ફોઝદારે જ ને ?... જો ભગવાન હોય તો ઇમને ચ્યમ જોતો નથી ? શહુકાર ને સરકાર મળીને ખેડૂને લુંટે, કચડે...! ભગવાન પણ ઇમના ભેળો કાવતરાંમાં ભળે...'

'પણ ભગવાન એમાં શું કરે ?'

'ચ્યમ તને હેરાન કરનાર એ નંદુડી ને રતિયો...એ પણ ભગવાનના નામના ભગતાણામાં આવાં કામાં કરે...ભગવાન હોય તો ઇમને ચ્યમ નથી જોતો ?'

દેવાના મુખમાંથી નીકળતા એ શબ્દો નહોતા પણ તે તો એના હૈયામાં ધખધખી રહેલા જ્વાલામુખીનો સળગતો લાવા જ વહી રહ્યો હતો.

'બધો આપણા કરમનો વાંક !' મોંઘીએ કપાળ પર હાથ પછાડી નિશ્વાસ મૂક્યો.

'કરમનો વાંક શા માટે કાઢછ ? વાંક માત્ર પેલા ઘેલી-આનો ! એને લીધે જ મારી ને તારી આ દશા થઇ. એ હજુ જીવતો રહયો છે એ મને બહુ ખટકે છે. પણ તારી હાંમે જોઉં છું ને હું ઢીલો પડી જાઉં છું. તારે માથે તો દઃખના ડુંગરા જ ઢળી પડયા કે બીજું ?'

અને ત્યારે દેવાની ક્રોધથી સળગતી આંખો ભીની બની ગઈ.

'તમે એમ કરો તો મારા હમ...' મોંઘીએ દેવાનો હાથ ખેંચી બેસાડતાં કહ્યું.

'તું એમ માનછ કે, મને આ બધું ગમતું હશે ? પાટી-

દારના દીકરાને આવું નાં છુઝે હો.' દેવાનો આવેશ કંઈક શમ્યો ને જરા નરમ બન્યો અને મોંઘીની પાસે બેઠો.

'તને ચ્યાં ખબર નથી? કોઇને કદી ઉપડતે હાદેય બોલ્યો ન'તો, કોઇ ખેતર ભેળાવી જ્યું હશે કે બીજું નુકસાન કરી જ્યું હશે ત્હોયે મેં કદી કોઇની હાથે તકરાર કરી નથી.'

'પટલ, નશીબ વાંકુ થાય ત્યારે ઇમ જ થાય.' મોંઘીએ આંખો લૂછતાં લૂછતાં કહ્યું.

'ના, ના. નશીબને શું છે? જો એ ઘેલીયાએ, મને એટલો ટળવળાવ્યો નાં હોત ને તરત પૈસા આલ્યા હોત, તો આમાંનું કશું જ ન થાત. પણ એ વાણિયાને શરમ કે દયા નાં જ આયાં! આપણામાંથી એ કેટલુંયે કમાયો હશે પણ પૈસાદાર કોઇની ઘડીનીયે નાં રાખે. આ બધું ઇને લીધે જ થયું...'

દેવાને નજીકના ભૂતકાળનું સ્મરણ વીંછીના ડંખની માફક સાલવા લાગ્યું. તે બોલી શકયો નહિ.

'તમે એમ ના કરશો.' પોતાના દુઃખને દાબી રાખી નાના છોકરાને કોઇ વડીલ હૈયા સરસો ચાંપી આશ્વાસન આપે, તે રીતે મોંઘીએ દેવાના માથાને પોતાના ખોળામાં મૂકી, તેના વાળ પંપાળતાં પંપાળતાં કહ્યું.

'મને મારે માટે નહિ પણ તારે માટે ખૂબ લાગી આવે છે. મારું તો ગમે તે થશે, પણ તારી કેવી સ્થિતિ થઇ? જો આવું જાણ્યું હોત તો...'

'થવાનું તે થાય છે, મેં પણ તમને ફરીથી મોંઢું નહિ જ

બતાવવાનો અને આત્મહત્યા જ કરવાનો નિશ્ચય કર્યો હતો. એ મૂઆ રતિયાનાં તોફાન પછી તમને શે મોંઢે મળું ?...'

'ત્યારે શું તું મને મળવાની આશા છોડી બેઠી નહોતી ?'

'ના. તમે તો પળે ને પળે મારી આગળ આવીને ઊભા જ રહેતા હતા. મારો અંતરઆત્મા સાક્ષી પૂરતો હતો કે, તમે મને મળશો જ. તમે ન મળ્યા હોત તો મૂઆ પછી મારું હૈયું પણ બળત નહિ.'

'હવે તો મૂઆ માં યે ક્યાં શાંતિ છે ? કુણ જાણે મારું મોત કેવી રીતે થવાનું...'

'એવી વાત ન કરશો.' સોંધીએ દેવાના મોં પર હાથ દાબી કહ્યું.

'મોતથી તું હજી યે ડરે છે ? ભલે, તું ડરે, તું ગમે તેમ પણ અસ્ત્રી છો, હું પણ એક વખત એનાથી કંપતો હતો, પણ હવે તો મેં એ ભય હંમેશને માટે છોડી દીધો છે. અને ભય રાખું તો યે હું વળે એમ છે ? થયું તે તો થયું...'

'હવે તમે બીજી વાતો મૂકીને મને તમારી જ વાત કહો. મારે બીજું કંઇ જ સાંભળવું નથી. હું તમારા વિતકની વાતો સાંભળવા માગું છું.'

દેવાએ નિશ્વાસ મૂકયો : 'પટલાણી, જીવનની વાતો અને જીવન એ બે જુદી જ વસ્તુઓ છે...'

એટલામાં બહાર કંઇક ખડખડાટ થયો અને 'રખે ને પોલિસ હોય ?' એવા ભયથી દેવો શિવાલયની બહાર ગયો, ત્યારે એક

સસલું પ્રાણ બચાવવા શિવાલયમાં દોડી આવ્યું અને એનો શિકાર કરવા તેની પાછળ દોડતું કોઇક હિંસક પ્રાણી દેવાનો પગરવ સાંભળી પાછું વળી ગયું.

માનવીથી ડરતું હોવા છતાં મરણભયના વધુ બિહામણા ડરથી સસલું શિવાલયમાં જ લપાઇ ગયું.

એને બતાવી મોંઘીએ દેવાને કહ્યું: 'કોઇનો જીવ લેવો એના કરતાં કોઇનો જીવ બચાવવો એમાં વધારે પૂણ્ય ખરું કે નહિ ?'

'કોણ જાણે!' દેવાએ બે કાનો પર હાથ મૂકી કહ્યું. 'મારાથી કશું હમજી શકાતું નથી. મારી બુધ્ધિ બહેર મારી ગઇ છે.'



૩૧

દેવાને અને મોંઘીને ક્યાંયે આરામ મળતો નહોતો. અજાણ્યા માનવીઓ વચ્ચે, પારકા પ્રદેશમાં દેવા જેવા નિરક્ષર પરદેશીને કાયમની મજૂરી પણ મેળવવી મુશ્કેલ થતી. એટલે એક ગામથી બીજે ગામ એમને રખડવું પડતું.

આ દશામાં રખડતાં રવડતાં તેઓ રોજીની આશાએ દિલ્હી પહોંચી ગયા.

'રાજધાનીનું શહેર છે એટલે કંઈક તો કામ મળી રહેશે' એવી દેવાને હૈયાધારણ હતી. પરંતુ એ આશા પણ પૂરી ફળી નહિ.'

મોહનપૂરમાંથી થોડોક માલ મળેલો તેમાંથી અત્યાર સુધી તો જેમ તેમ કરીને નભાવ્યું, પણ દિલ્હીમાં આવ્યા પછી તો ભૂખે મરવાની જ સ્થિતિ ઊભી થઈ.

દહેલવી ભાષા એક તો સમજાય નહિ અને અજાણ્યા

શહેરના રસ્તાઓની ગતાગમ નહિ તેથી દેવાને મજૂરી મેળવવામાં અતિશય તકલીફ પડવા માંડી. જૂમરી મળી જાય ત્યારે પણ એને લોકો છેતરતા.

દેવાએ ગૂજરાતમાં રહે રહે, નાનપણમાં દિલ્હીના ઠગોની વાતો સાંભળી હતી, એટલે મોંઘીને તે મજૂરીએ જવા દેતો નહોતો.

પોલિસના ડરથી દેવાએ ગૂજરાતી પોશાક છોડી દીધો હતો. મોંઘી પણ ન છૂટકે દિલ્હી બાજુની દેહાતી સ્ત્રીઓ જેવો પોશાક પહેરતી હતી. એ સહુ કરતાં એમને વધારે વસમું લાગતું.

જ્યારે જ્યારે વાતો કરવા જેવી નિરાંત મળે ત્યારે એ નિશ્વાસ મૂકીને કહેતી: 'દેશ છોડીએ પણ વેશ ન છોડીએ એવું આપણા ગૂજરાતમાં સહુ કહે છે, છતાં પ્રભુ જાણે કયા ભવના પાપે આપણે તો દેશ ને વેશ બન્ને છોડવાં પડ્યાં.'

મજૂરીમાં બે પૈસા મળ્યા હોય ત્યારે તો દેવો એ વાત સાંભળીને કહેતો: 'જીવ હાચવવા માટે માનવીને ન કરવાના કામાં કરવાં પડે છે.'

પણ પૈસા ખૂટ્યા અને બેકાર દશા આવી ત્યારે તો દેવો ઘણી વખત ગુસ્સે થઇ જતો અને મોંઘી દેશ–વેશની વાત કરે ત્યારે ફફડી ઊઠીને સંભળાવી દેતો: 'એ બધું મારે તારે જ વાસ્તે વેઠવું પડે છે. તું ન હોત તો હું અત્યારે મારા ગામમાં લહેર કરતો ન હોત ?'

દેવાનાં એ મહેણાં મોંઘીના હૈયાને વીંધી નાખતા. માનવીના શબ્દોમાં બંદૂકની ગોળી કરતાં સહસ્ર ગણી વધુ સંહારક

શક્તિ હોય છે. એ વાત બેકારી અને ત્રાસથી અત્રશ બનેલા દેવાથી સમજાતી નહોતી.

નિરાશ અને પરાજિત માનસ સહેલાઇથી ઉશ્કેરાઇ જાય છે. દિલ્હીમાં આવ્યા પછી દેવાની એવી જ મનોદશા બની ગઇ હતી.

મોહનપુર છોડયું ત્યારથી એણે પ્રતિજ્ઞા કરી હતી કે બહારવટું અને ચોરીને પાપના પોટલાની માફક નાખી જ દેવાં. છતાં હમણાં હમણાં તે ઘરમાં આવ્યા પછી બડબડતો:

"આ દુનિયા સારા માનવીઓની નથી, એની સામે થવા માટે કાં તો માનવીએ બહારવટિયા બનવું જોઇએ કે ગુંડા. ત્રીજો માર્ગ છે ભીખનો, પરંતુ ભિખારીઓને ય હવે તો કોઇ ટુકડો નાખતું નથી અને હું પાટીદારનો દિકરો, મારાથી કંઇ ભીખ મંગાય?"

દેવાના એ શબ્દો મોંઘી માટે સળગતા અંગારા સમા થઇ પડતા. પણ સ્ત્રી સુલભ ધીરજથી એ નીલકંઠે ઝેર પચાવ્યું તેમ સળગતા અંગારાય પચાવી જતી. અને ખોળો પાથરીને તે દેવાને કહેતી: "એક વખત આટલા કડવા ફળ ચાખ્યા પછી ફરી પાછા એવા વિચારો કરશો, તો અત્યારે તો આટલાં દઃખ પડે છે. ને ભગવાન જાણે પછી તો શું થશે?"



આખો દિવસ રવડી રખડીને એક સાંજે ખાલી હાથે આવેલા દેવાએ ફરી પાછી ચોરી કરવાની વાત કરી, ત્યારે મોંઘીએ ફરી એને ખોળા પાથરીને કહ્યું: "બધું કરજો પણ એવું ના કરતા."

ત્યારે તો દેવાએ એને ખૂબ પીટી નાખી.

"તું જ મને નડતી આવી છે ને હજુ નડે છે." એણે મારતાં મારતાં કહ્યું.

મોંઘીથી ન રહેવાયું એટલે તેણે રડતાં રડતાં કહી નાખ્યું: "હું જ જો નડતર રૂપ હોઉં તો મને મારી નાખો. એક વખત તમે જ મને બચાવી ને જીવનદાન આપ્યું હતું, એ જીવન ભલે તમારા સુખને માટે હોમાઇ જાય. મારી સાથે એક બીજા જીવની યે પછી તમને ચિંતા નહિ રહે."

એ શબ્દો સાંભળી દેવાએ એને વધુ ધીબી નાખી અને દેવાની એ લાતોથી સગર્ભા મોંઘીને જ્યારે તાણ આવવા માંડી ત્યારે દેવો નાકા પરના કલાલની દુકાનમાં એઠો એઠો જિંદગીમાં પહેલી વખત મનની શાંતિ અર્થે છાંટો પાણી લેતો હતો.

દેવાની બાજુની ઓરડીમાં કાશીનો એક બુઢ્ઢો બ્રાહ્મણ અને એની ઘરડી સ્ત્રી રહેતાં હતાં, એમને દયા આવવાથી તેમણે મોંઘીની સારવાર કરી.

દેવાએ એમની સાથે પણ તે રાતે તો દારૂના ઘેનમાં તકરાર કરી. પણ કાશીના પંડિતે બીજે દિવસે એને દારૂ પીવા માટે ઠપકો આપ્યો ત્યારે દેવો શરમાયો અને "હવે ફરીથી એને અડકું તો પંડિતજીના પગના સોગન" એવી પ્રતિજ્ઞા પણ એણે લીધી.

દેવો દારૂ પીને આવ્યો હતો એ વાત જાણી ત્યારથી જ મોંઘીએ તો રડી રડીને આંસુનાં હોજ ભરવા માંડ્યા હતા. એથી પંડિતજીને ઘણું જ લાગી આવ્યું હતું અને એમણે દેવાને થોડી ઘણી યે મજૂરી મળી રહે તેવી તજવીજ કરવા માંડી હતી.

મોંઘીની કરુણ દશા જોઇને તેમજ પંડિતજીની શિખામણથી કે થોડી ઘણી કમાણી તેમણે કરી આપી એથી પણ દેવો દારૂની લતામાંથી બચી ગયો.

પંડિતજી પણ એની ચિંતા કરવા લાગ્યા હતા. એટલે ઘણું ખરું તે દેવાને ફુરસદના વખતમાં પાસે બેસાડીને કહેતા: 'બાપુ, માનવજીવન જેવું પવિત્ર બીજું કંઈ જ નથી, પણ જ્યારે તેમાં વિકાર પેસે ત્યારે તેનાથી વિશેષ અપવિત્ર બીજું કંઇ રહેતું નથી. માણસ જ્યારે જાનવર બનશે ત્યારે તો જાનવરોયે શરમાશે. માટે માનવીએ તો વૃત્તિઓ પર સંયમ રાખવો જોઇએ. સંયમ એટલે જ સાચી માનવતા એ ન ભૂલતાં ભાઇ! વ્યક્તિઓ પર સમાજ ટકે છે એટલે વ્યકિતઓ જ્યારે અભદ્ર પ્રવૃત્તિઓ આદરે છે ત્યારે સમાજનો વિનાશ શરૂ થાય છે."

પંડિતજીની એ બધી શિખામણોને દેવો ફુરસદની વેળા વિતાડવાની વાતો ગણતો હતો. એક દિવસ તો એણે હસીને કહ્યું પણ ખરું કે, "પંડિતજી! આવા બધા વિચાર કરવા માટે પણ માનવી પાસે થોડાક પૈસા જોઇએ. ભૂખ્યાં પેટ માનવીના વિચારોને ય અટકાવી દે છે!"

પરંતુ પંડિતજી કાશીના હતા. દેવાથી ગાંજ્યા જાય તેવા નહોતા. એમણે તરત જ કહ્યું: "દેવા ભાઇ, પૈસો તો બેધારી તલવાર છે. તે પાસે હોય ત્યારે નશો ચડાવે છે ને ન હોય ત્યારે ભૂખે ટળવળાવે છે. માટે જ મહાપુરુષોએ વિવેકાવિવેકનું મહત્ત્વ આંકયું છે ને?"

છતાં નિર્ધનતા અને બેકારી દેવાને એ વિવેકાવિવેક વિષે ઝાઝો વિચાર કરવાની તક જ આપતાં નહોતાં.

એની ખટક મોંઘીના દિલમાં ડંખ્યા જ કરતી.



દેવો નવી દિલ્હીમાં મજૂરી માટે જતો હતો, ત્યાંની મોટી મોટી મહેલાતો ને રિદ્ધિસિદ્ધિ જોઇ એણે પોતાના સાથીને સહજ ભાવે કહ્યું: "દોસ્ત, મહેલાતોમાં રહેતાં માનવીઓને આપણા

જેવા દુઃખિયારા માનવીઓ આવડી મોટી રાજધાનીમાં રહેતા હશે એની ખબર હશે ખરી?"

પેલાએ હસીને કહ્યું: "ભાઇ, તું સાવ અણજાણ લાગે છે. એવા લોકોએ તો ગરીબોની દુનિયા બનાવી હોય છે. પોતાની મહેલાતોમાં વીજળીઓ ઝબૂકા લે એટલા સારુ તો એમણે એમની દુનિયાનું બધું યે અંધારું ગરીબોની દુનિયામાં ધકેલી મેલ્યું હોય છે. તેથી તો દોસ્ત ગરીબોની દુનિયા કાળી હોય છે! પણ એ લોકો ય મહેલાતોમાં બેઠા બેઠા આપણાથી ડરતા હોય છે હો!"

"આપણાથી એમને શીદ ડરવું પડે?"

"તને કશી જ ખબર નથી. આપણે એમની એ તમામ તદબીરો જાણી જઇએ તો એમનાથી આપણને ભૂખ્યા મારી માલમલિદા ઉડાવી ન શકાય તેથી."

"તને આ બધી વાતોની કયાંથી ખબર પડી?"

"એક આદમી ઘણી વખત અમારી ભૂખડી મહોબતોમાં આવે છે. તે આવી આવી બહુ વાતો કરી જાય છે. તારે આવવું હોય તો આવજે, હું તને આગળથી કહી જઇશ."

"ત્યારે આપણા નશીબમાં તો હમેશાં આની આ કાળી મજૂરી, ભૂખમરો ને દુઃખ જ રહેવાનાં?"

"આપણે એ બધાં દુઃખને ધકેલી નાખી હળવા થવા માટે તૈયાર થઇએ તો તો એ બલા ટળે, નહિ તો પૈસાદારોના બોજા નીચે કચડાઇ મરવાનું કાયમ જે રહે."

દેવાએ નિસાસો મૂકી બોજો ઉપાડી ચાલવા માંડયું. પણ એનો સાથી તુરત એને પહોંચી મળ્યો. તેણે પૂછયું: "દેવા નિસાસો કેમ નાખ્યો?"

"આવી જ જિંદગી જીવવાની હોય તો એમાં શું સુખ છે ભાઇ?"

"દેવા, અત્યારે તો જીવનની મહેમાની આ મહેલાતોમાં ેનારા માણે છે; આપણે તો મૃત્યુના મજૂર છીએ..."

"હું એ જ કહું છું ને! આવી રીતે જીવનભર ઢસરડા રવા એના કરતાં તો આપઘાત કરવો સારો ભાઇ!" દેવાએ ાળ પર વળેલો પરસેવો ફાટેલા ફાળિયાના છેડાથી લૂછતાં છતાં કહ્યું.

"એમ નિરાશ બન્યે શું લાભ? તારેય બીબી, બચ્ચાં ો ને?"

"છે ભાઇ. બીબી છે અને બચ્ચું આવવાનું છે. એક બચ્ચું ાવ્યું ત્યારે ખેડૂત મટી ચોર ને મજૂર બનવું પડયું તથા ઘર, ામ ને દેશ છોડવાં પડયાં. કોણ જાણે આ બીજું બચ્ચું ાવતાં શું થશે?'

'દોસ્ત, મર્દ બન!' સાથીએ પાસે આવી એનો ખભો ાબડીને કહ્યું. 'કાલે જૂની દિલ્હી જોવા જઇશું ત્યાં ગઇ કાલ- . મહેલાતોની દશા જોજે ને? મહેલાતોમાંથી ખંડેરો ને ખંડેરો- ાંથી મહેલાતો એ તો દુનિયાનો નિયમ છે. એમાં તારા વા મર્દો નિરાશ થશે તો શું ઔરતો નવી દુનિયા સરજ- વાની હતી?'

'ભાઇ, હું તો જાણે જીવન જ હારી ગયો છું.'

'એ જ ખોટું. એવી કાયરતા જ માનવીને પાડે છે. ાપણે તો દોસ્ત આવતી કાલ ગરીબોની છે એ આશા પર વીએ છીએ અને આજની દશામાં ગબડાવે રાખીએ છીએ. ણ આવી દશામાં કાયમ સબડવું નથી એટલું તો જરૂર હું ાનું છું જ. આપણે નામર્દની માફક જીવવા માગતા નથી."

બન્ને દોસ્તોની એ વાતો નજીકથી પસાર થતો એક ાદમી સાંભળી રહ્યો હતો. તેણે સાંજે દેવો ઘેર જવા ીકળ્યો ત્યારે એને હસીને બોલાવ્યો અને અતિ આગ્રહ સાથે ાટલમાં લઇ ગયો.



## ૩૨

દેવો ઘેર આવ્યો ત્યારે એની આંખોમાં ઉત્સાહ અને વદન પર આશાવાદ તરવરી રહ્યાં હતાં. દિલ્હીમાં આવ્યા પછી વારંવાર એનો મિજાજ બગડી જતો હતો અને 'તારે જ લીધે મારી આવી દશા થઈ' એમ કહીને મોંઘીની સામે તે શબ્દોના ગોળા છોડતો હતો. એટલે એને આનંદમાં જોઈ મોંઘીના દિલને આરામ થયો.

દેવો જ્યારે ઉશ્કેરાઈને ઘેર આવ્યો હોય ત્યારે એના મિજાજની માવજત કરવી તે કપરું કામ થઈ પડતું. એ કયારેક પાણીનો લોટો પછાડે તો કયારેક થાળી અફાળે. એટલે મોંઘી ગભરાઈ જતી અને ગભરાટને લીધે એકને બદલે બે ભૂલ કરી બેસતી.

એટલે નિરાંતે બેસીને સુખ દુઃખની વાતો કરવી અથવા તો સાજન સજની બની પ્રેમને હિંડોળે બેસી જરા તરા ઝૂલી લેવું એ દેવાના ગરમ બની ગયેલા મિજાજને લીધે દુર્લભ્ય થઈ ગયું હતું.

એથી દેવાને ઉત્સાહમાં જોઇ મોંઘીના હૈયાના છોડે આનંદ અને સંતોષની અનેક કળીઓ ખીલી ઊઠી.

ખાતાં ખાતાં દેવાએ વાત ઉપાડી : 'તારો આ સાલ્લો કેટલો બધો ફાટી ગયો છે. હું યે કેવો ? ઘરમાં રહેતો છતાં આજ સુધી એ જોઇ પણ ના શકયો ? કાલે જ હવે તો ખાસ્સા બે સાડલા લાવી દઉં, કેમ ખરું ને ?'

'પણ પૈસા વિના...હમણાં મારે ચાલશે. આ તમારા ફાળિયા ને થેપાડા હામું જુવો ને.'

એનુંય થઇ રેશ્યે. હવે દઃખના દા'ડા આથમવાના થ્યા છે, એટલે હૈ હારાં વાનાં થશે.' કહીને દેવો હસ્યો.

જવાબમાં મોંઘીએ જીવનના ઉઘાડ સમું પ્રસન્ન સ્મિત કર્યું અને અનંતકાળ પછી અંતરના આગળા ઉઘાડીને હૈયું ખોલતી હોય તેમ એણે પૂછ્યું : 'પૈસાની સગવડ થઈ કે શું ?'

'મળી ગયો છે એક હરિનો લાલ, એ ને હવે તો બસ તું તારે લહેર્યાં કર!'

મોંઘી હોંશે હોંશે પ્રીતમને જમાડતી હતી ત્યારે કુમારિકાના પ્રફુલ્લ હાસ્યશી એના ચહેરા પર નવોત્સાહની ચાંદની રમી રહી હતી. પણ પટેલનાં છેલ્લાં વચનો સાંભળીને એના હૈયામાં વળી ધ્રાસ્કો પડયો.

"રખે ને પટલીઓ પાછો ચોરીને ચાળે ચડયો હોય, એ વના એકાએક પૈસાની છૂટ થાય શી રીતે ?" તેના મનમાં ગડ ભાંગ થઇ રહી હતી.

દેવો ઉત્સાહમાં બોલ્યે જતો હતો: "પહેલું છોકરું તો બચારું કેવાં યે પગલાંનું પણ..." ઇસ્કી જેવું હસી આંખ

હુલાળી પટલાણીના ભર્યા ભર્યા ઉદર તરફ આંગળી કરીને એણે કહ્યું, "આ વખતે આવતલ છૈયું હાચે જ નશીબદાર લાગે છે."

" કંઇ આજે ખૂબ ચગ્યા દેખાઓ છો. પટલ, વળી પાછા ક્યાંક..."

"તને વહેમ ગયો !" દેવો વચ્ચે જ બોલી ઊઠયો. "એ ધંધો તો મોહનપુરમાં તું મળી ને મૂકયો તે મૂકયોજ. તારા હમ, અત્યાર સુધી આ દુનિયાંનો જે અનુભવ થયો છે તે પરથી તો મને આજેય લાગે છે કે, ગરીબડાં રહી આવી મજૂરી કરવી તે કરતાં મારકણા માંટી બની ચોરી કે લુંટફાટ કરવી બહુ મજાની! પણ એ ધંધો કરવો જ હોત તો આટઆટલાં દુઃખ વેઠત શીદ ?"

"ત્યારે...?"

"એક આદમી આજે મળી જ્યો'સે, એણે કાશી ને કલકત્તાની કોર્યે...અરે, મલકનું નામે ભૂલી જ્યો ને...છે એવું અટપટું તો...પણ મને ત્યાં ચહાનાં ખેતરોમાં નોકરી અપાવવાનું કહ્યું સે. હું હા પાડું એટલી જ વાર. પછી તો એ આગળથી પૈસા આપવા તૈયાર છે. પણ મેં તારી પૂછયા વાટ રાખી છે. તું હા ભણે એટલે બસ."

દેવો ખૂબ ઉત્સાહમાં આવી ગયો હતો. પણ મોંઘીનો ઉત્સાહ ઓસરવા લાગ્યો હતો.

'પટલ,' ભાવિ વાણી ભાખતી હોય તેટલી ગંભીરતાથી તે બોલતી હતી. 'પારકા મલકમાં રખડી રખડીને હવે તો થાકી ગયાં. હજી બાકી છે તે વળી અહીંથીય આઘે અજાણ્યા મલકમાં જવું છે ? મારો તો અંતર આત્મા ના કહે છે. હવે આમ રખડતાં મારું રદિયું માનતું નથી.'

'ત્યારે શું કરવું છે?'

'પાછા ગૂજરાતમાં જઈએ. ગમે તેવો તોયે આપણો મલક. આપણું ગામ, ઘર, કટંબ કબિલો, હગાં વહાલાં, બધું તો ત્યાં રહ્યું...'

'અને મારે હારુ ફાંસીનું લાકડું કે જલમ હુધી દેશવટો યે ત્યાં જ છે ને? તું કહે તે કરું?' દેવાના અવાજમાં જરા તીખાશ હતી.

'જનમની ભોમકા કુંને ના હાંભરે?'

'પણ જો જાતે થઈને એ જનમની ભોમકા જાકારો દેતી હોય તો પછી અજાણી ભોમકામાં જીવવા કે મરવા જવું હું ખોટું?'

મોંઘીને લાગ્યું કે આ શબ્દો દેવો જાતે બોલતો નથી પણ એનું ભવિષ્ય બોલાવી રહ્યું છે. અને એના હૈયામાં ફાળ પડી! છતાં સ્ત્રીની ધીરજથી તે બોલી ઊઠી: 'મરે આપણા દશમન, ભગવાન તમારું આયખું હો વરહતું કરે.'

'પટલાણી, તું તો હજી ભોળી જ રહી. આપણા દશમન તો એ...મલકમાં બેઠા બેઠા લહેર્યો કરે છે અને ભગવાન પણ ઇમના ભેળો ગલગલિયાં કરતો હશે.'

'ભગવાનને એવું કાંઈ કહો તો તમને મારા હમ. એ તો નોંધારાનો આધાર છે. મારી વહારે તમને ઇણે જ મોકલ્યા'તા, નકર કુણ જાણે મારું હુંયે થયું હોત. હશે, તમારી મરજી એવી હશે તો આપણે અજાણ્યા મલકમાં જઈશું બસ્ય!' કહીને મોંઘીએ માતા બાળકને રમતું મૂકે એમ મોં પર સ્મિતને રમતું મૂકી દીધું.

ઘણા સમય પછી એ રાત્રિ એમણે જીવનના ઉલ્લાસમાં ગાળી.



લખત ઉપર અંગૂઠો ચાંપી આપવાનું કહીને તે દહાડે દેવો બહાર નીકળ્યો.

અને મોંઘી ભીડના સમયના માર્ગદર્શક જેવા પડોશના પંડિતજી પાસે ગઇ.

મનની કંઇક મૂંઝવણ ઓછી કરવી હોય તો જ મોંઘી એમને ત્યાં જતી એટલે પંડિતજીએ તેને જોતાં જ કહ્યું: ' આવ બહેન, બેસ, અરે જો તો..., આ મોંઘી બહેન આવી છે. કામ હોય તો પછી કરજે: એની પાસે તો આવ.' કહીને પંડિતજીએ પત્નીને ય બોલાવી.

' પંડિતજી, ચહાના ખેતરો કાશીમાં હશે કે કલકત્તામાં ?'

મોંઘીને મુખેથી ચહાના બગીચાનો ઉલ્લેખ થતો સાંભળીને પંડિતજી ઘણી વાત સમજી ગયા.

' કેમ, આજે કંઇ ચહાના બગીચા સંભારવા પડયા?'

'અમસ્તું જ...'

' એ તો આસામમાં છે.'

'એ મલક કેટલે હશે?'

'અહીંથી સેંકડો કોસ દૂર છે. બહુ ગરીબાઇ છે ત્યાં તો અને ચહાના બગીચાઓ ગોરા લોકની માલેકીના હોય છે. એમાં જેઓ મજૂરી કરે છે તેઓ તો બિચારા જીવતા નર્કમાં જ સડે છે!'

'તમને કયાંથી ખબર, પંડિતજી!'

'અરે ભાઇ, આટલાં વરસ કંઇ અમસ્તાં તો નથી કાઢયાં ને? વિશ્વેશ્વરની કૃપાથી મને પણ દુનિયાનો અનુભવ છે. અમારા જ ગામના એક માણસને બગીચાવાળાઓની મુકાદમી કરનાર માનવી લઇ ગયો હતો. તેણે બધી વાતો કરેલી.'

'તે એ લોકોને ભોળવીને શું કામ લઇ જતા હશે?'

'નહિ તો જાણી બૂજીને એ રૌ રૌ નર્કમાં પડવા કોણ જાય? ત્યાં તો ગુલામી કરવી પડે છે! માનવીને ઢોર કરતાં યે નપાવટ ગણવામાં આવે છે! મારપીટ પણ ગજબની ને બાઇ માણસની તો આબરૂનીયે સલામતી નહિ! કાનોકાન સાંભળેલી વાત કહું છું. જો જે બહેન દેવાને કોઇ ફસાવે નહિ આ તો દિલ્હી છે દિલ્હી! અહીં તો એવા લોકો ઘણા ફરે છે.'

પંડિતજીની એ બધી બિહામણી વાતો સાંભળીને જ મોંઘીના મોતીઆ મરી ગયા.

'માન ન માન પણ દેવો જરૂર ફસાયો હોવો જોઇએ. નહિ તો તને બીજું કંઇ નહિ ને ચહાનાં ખેતરોની વાત કયાંથી સૂઝે?'

મોંઘીની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. એણે કહ્યું: 'પંડિતજી, આજે તો એ લખત કરવાના છે. એમને તમે સમજાવો ને અમને આફતમાંથી બચાવી લો.'

પછી તો એની આંખોમાંથી આંસુની ધારા જ વહેવા લાગી.

'બેટી, તું ચિંતા ન કર. હું મારાથી બનતું કરીશ.' પંડિતજીએ એને આશ્વાસન આપ્યું. છતાં એનો અંતરાત્મા માનતો નહોતો.



હસતો ને ધસતો દેવો ખીસામાં પૈસા મૂકીને ઘેર આવ્યો, ત્યારે ગીરમીટિયા મજૂરોના દલાલે એની સામે મૂકેલા કાગળમાં તેણે ડાબા અંગૂઠાનું નિશાન કરી આપ્યું હતું. દેવાને ખબર નહોતી કે એની નિર્ધનતા એને ભીષણ ગુલામીમાં ધકેલી રહી હતી. ગીરમીટિયા દલાલે એની આગળ માયાવી સ્વર્ગ ખડું કરી દીધું હતું અને એ માયાજાળમાં ફસી દેવો પેટની પંચાતને હંમેશને માટે દફનાવી દીધાનાં શમણાંની સૃષ્ટિમાં ઊડતો હતો !

ઘરમાં આવીને એણે કપડાનું પડીકું મોંઘીને આપ્યું. અને મિઠાઈના પડીકા પરનો દોરો છોડવા માંડયો.

એ દોરો જેમ જેમ ઉકલતો જતો હતો તેમ તેમ મોંઘીના હૈયા પર ભાવિ યાતનાઓની કલ્પનાના દોર વીંટાતા જતા હતા.

'જો તો ખરી, તારે સારુ કેવા સાડલા લાવ્યો છું.' દેવો આતુર ભાવે કહી રહ્યો હતો.

પણ મોંઘીને એ પડીકામાં પોતાના ભાવિ સુખને ડસવા ફણા ચડાવી બેઠેલા કાળા નાગની કલ્પના થતી હતી.

એણે પડીકું બાજુ પર મૂકી ધીરેથી કહ્યું: 'આપણે પાછા દેશમાં જઈએ તો ? આપણી ધરતી જાણે સાદ પાડી રહી હોય એમ મને લાગે છે.'

'પણ હવે કેમ બને ?' હું તો લખત પર અંગૂઠો છાપીને આવ્યો છું.'

'પટલ, તમારે પગે પડું, તમે અજાણી ભોમકામાં જવાનું માંડી વાળો. આપણે ભોમકા માતાનાં છોરું, ધરતીનું ધાવણ ધાવેલા. આપણને મજૂરી નહિ સદે...'

'ત્યારે શું શેઠાઇ સદશે? તું આ શું કરી રહી છે? તારે મને ફાંસીએ ચડાવવો છે?' દેવો હવે આકળો થયો. પોતાના ઉત્સાહમાં ઘરનું બૈરું થઇને ભાગ ન પડાવે એ તેને મરમના ઘા જેવું વસમું લાગ્યું.

'મારો આતમા કહે છે કે આ દેશવટો ભૂંડો છે.'

'અને ગૂજરાતમાં તો મારે માટે દેશવટો ને દેહપટો ડાચાં ફાડીને બેઠાં છે. મારે માટે તો પોતાની ભોમકા પારકી થઇ બેઠી છે! તારે મારો ભોગ લેવો છે?'

'પ–ટ–લ–! આવાં આકરાં વેણ નાં કાઢો. મારું તો હયું હાથ નથી રહેતું. લોકો કે' છે કે ત્યાં તો બાયડીઓની આબરૂ હચવાતી નથી ને એક વખત મજૂર અંદર પેઠો એટલે એ જીવતો બહાર નીકળી શકતો નથી.'

'તને એવું કોણે કહ્યું. ત્યાં તો સરગનાં સુખ છે. કેવાં રૂપાળાં ઘર, માંદાં પડીએ તો દવાખાનાં, સુવાવડી બાયડીઓ માટે દાયણો, નાનાં છોકરાં માટે રમકડાં, મોટાં માટે નિશાળો ને એવું તો કેટલું યે બધું તૈયાર છે. મને પેલાએ કહ્યું તે ખોટું? હું જૂઠો ને તને ભરમાવનારા હાચના અવતાર?'

'પ–ટ–લ! એ તો બધું પેલા માયાવી મૃગલા જેવું. સતી સીતા માતાને ય કયાં ભોળવીને ફસાવ્યાં નહોતાં. હજુ મારું કહ્યું માનો. આપણે બીજે કયાંક મજૂરી કરી ખાઇશું, પણ આમાં તો ક્યાંક આપણાં બેનાંય મોત થશે.'

'મોત તો તું આવી તે દા'ડાથી જ કરમે લખાવીને આવી છે જ. હવે ઇનો શો ડર બતાવે છે?' કહેતાં કહેતાં દેવાએ મિઠાઇનું પડીકું પછાડયું ને એમાંની મિઠાઇ વેરણ છેરણ થઇ ગઇ.

એ જોઇ મોંઘીથી ઠૂઠવો મુકાઇ ગયો.

'રાં...! અત્યારથી જ તારા ધણીનું મોં વાળવા બેઠી?'



પંડિતજી વારવા આવ્યા ત્યારે દેવાએ એમનું અપમાન કર્યું અને 'પારકી બાયડીઓને ભંભેરીને ભૂત કરો છો' કહી એમને ઘરમાંથી બહાર કાઢી મૂકયા.

જતાં જતાં કાશીના એ પંડિતજીએ કહ્યું: 'મૂરખ! તું કોઇનું કહ્યું માનતો નથી. પણ યાદ રાખજે કે તું જ્યાં જવા તૈયાર થયો છે ત્યાં તને બીજું કોઇ નહિ પણ તારો કાળ લઈ જાય છે. આજે મારું અપમાન કરે છે, પણ હું કાશીનો બ્રાહ્મણ છું અને કહુ છું કે તારું બૂરું જ થવા બેઠું છે. ત્યાં જ્યારે

તારી દુર્દશા થશે ત્યારે જ તું મને યાદ કરીશ. પણ ત્યારે તારું સર્વસ્વ હણાઈ ગયું હશે.'

એ આખો દિવસ રોકકળમાં જ વીત્યો.

બીજે દિવસે તો સવારમાં જ પેલા દલાલે, બીજા મજૂરોની સાથે દેવાની બે ટિકિટો કપાવી એમને ગાડીમાં બેસાડી દીધાં.

દોડતી ગાડીના ડબ્બામાંથી કોઇએ કહ્યું : 'આ સામે દેખાય તે પાણીપત : મહાભારતનું એ જ કુરુક્ષેત્ર.'

એ વખતે જીવનના કુરુક્ષેત્રમાં હોમાવા, અજાણી ભોમકા તરફ ગાડી સાથે ઘસડાઇ રહેલી મોંઘી, અડસટે ગૂજરાતની દિશા તરફ જોઈ રહી હતી. એના હૈયામાં ત્યારે ઘોમ વૈશાખ ધીખતો હતો. બન્ને આંખોમાંથી શ્રાવણ ને ભાદરવો વરસી રહ્યા હતા. અને મનમાં ને મનમાં તે જનમની ભોમકાને છેલ્લી વખત વિનવી રહી હતી: 'ભોમકા માતા, હું તો અજાણી ભોમકા તરફ ઘસડાઇ રહી છું. ત્યાંથી કદી પાછી ન આવું તો તારાં આ દીકરા દીકરીના છેલ્લા રામરામ માની લેજે...!'

મોંઘીના ગળાને કોઇ ભચડી રહ્યું હોય તેમ એ ગુંગળાઇ ગઈ અને એનાથી ઠૂઠવો મુકાઇ ગયો.

દોડતી ગાડીના લોખંડી ખડખડાટમાં મોંઘીના રૂદનનો અવાજ દબાઇ ગયો. એને આશ્વાસન આપનારું કોઇ નહોતું. માત્ર દેવાની કરડી આંખોમાં સળગી રહેલા બે અંગારા એના હૈયાને ડામી રહ્યા હતા.

સંપૂર્ણ.

| | |
|---|---|
| વિશાખા (પ્રેમત્રિકોણની નવલકથા) | ૨—૮— |
| કવિવર રવીન્દ્રનાથ ટાગોર એમનું જીવન અને કવન | ૨—૮— |
| સમાજવાદ અને સહકારદ્વારા સર્વોદય | ૨—૦— |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨—૦— |
| શ્રી દેવી (બંકીમબાબુ) | ૩—૦— |
| હું ને મારી બા (સુશીલ) | ૦-૧૨- |
| પ્રભાતના રંગ (વિજયરાય વૈદ્ય) | ૨—૪— |
| કુલ લક્ષ્મી કમળા (બંગાળી નવલકથા) | ૧—૪— |
| દ્રષ્ટાંત શતક | ૧—૨— |
| અપ્સરા (ઇન્દુલાલ ગાંધી) | ૧—૦— |
| આલબેલ (કરસનદાસ માણેક) | ૧—૮— |
| મહોબતને માંડવે ,, | ૧—૦— |
| સંસાર વિપ્લવ (કેશવ હ. શેઠ) | ૧—૦— |
| અધુ અંગ | ૦-૧૨- |
| ઇર્ષાની આગ | ૧—૦— |
| ષોડશી | ૧—૦— |
| વીફરેલી ગાય (જાગીરદાર વિ.) | ૧—૦— |
| લીલાદેવી | ૨—૮— |
| શૃંગાર ત્રિવેણી | ૧—૪— |
| સ્વાતિ | ૧—૮— |
| મુકુલ | ૧—૦— |
| રસિયો જીવ (સૌજન્ય) | ૩—૮— |
| દીલનાં ડંખ (નવલકથા) | ૨—૮— |
| જિંદગીના ખેલ (પનાલાલ પટેલ) | ૨—૮— |
| ભારતીય સ્વરાજ્ય | ૪—૮— |
| ખેડાની લડત (ગાંધીજી) | ૦—૮— |
| અસહકાર ,, | ૨—૮— |
| મારો જેલનો અનુભવ (ગાંધીજી) | ૧—૮— |
| અન્ય દેશોમાં અસહકાર | ૦—૬— |
| રાષ્ટ્ર ગીતા | ૧—૦— |
| સ્વરાજ્યની શરૂઆત (નવલકથા) | ૨—૮— |